બહુ જૂના કાળમાં અફઘાનિસ્તાનમાં હિંદુ રાજ્યો હતાં. ગંધ અને બાહ્લિકનાં રાજ્યો બૌદ્ધ અને હિંદુધર્મીઓનાં પ્રબળ રાજ ગણાતાં. બાહ્લિકનું રાજ્ય તો હિંદુ રાજ્યનો સીમાડો ગણાતું એ હિંદપર મધ્ય એશિયામાંથી ચઢી આવતી કોઈ પણ પ્રજાને માટે હિંદ ઢાલની ગરજ સારતું. હિંદુકુશ હિમાલયની જેમ વાયવ્ય સરહદે રક્ષક ગણાતો અને એ પર્વત ઓળંગનાર પ્રજા હિંદનાં હરિયાળ મેદાનની ધણી થઈ ચૂકતી. હિંદની ચક્રવર્તી સત્તાને તે માટે જ હિંદુ કુશના ઘાટોનું રક્ષણ કરવું પડતું. અત્યારે જેમ ખાઇબર, કુર્રમ, બોલન વગેરે ઘાટો બ્રિટિશ સેનાઓ વડે સદા રક્ષાએલા જ રહે છે, તેમ તે વખતે હિંદુકુશ પર હિંદ સામ્રાજ્યની બહાદુરમાં બહાદુર સેના કાયમને માટે નિવાસ કરી રહેતી. હૂણ જેવી દુર્ધર્ષ પ્રજાને ગુપ્ત રાજાઓએ પહેલ વહેલી આ ઘાટો આગળ જ અટકાવી હતી. પરંતુ જ્યારે એ ઘાટો હૂણોએ કબજે કર્યા ત્યારે ગુપ્ત રાજાઓના સૈન્યોને ઠેઠ ગોપાદ્રિ સુધી પાછા હઠી જવું પડ્યું હતું. ટુંકામાં હિંદુકુશ પછી હિંદના બચાવનું કુદરતી સાધન લગભગ નથી જ એમ કહીએ તો ચાલે. સરહદની દૃષ્ટિએ અફઘાનિસ્તાન આ રીતે હિંદની કુદરતી સરહદનું કામ સારે છે.

૫

પરંતુ ઇસ્લામનો પ્રચાર અરબસ્તાનના મરૂમય પ્રદેશથી અગ્નિ સ્ફુલિંગની જેમ ચોમેર ફેલાયો. એ સ્ફુલિંગે તે કાળમાં સુધરેલા કે કુધરેલા ગણાતા આજુબાજુના સર્વ પ્રદેશોમાં એક પ્રચંડ હુતાશન પ્રગટાવ્યો. પશ્ચિમમાં એ હુતાશને અરબસ્તાનથી માંડીને મોરાક્કો સુધીનો ભૂભાગ પ્રજ્વલિત બનાવી દીધો. અને ત્યાંથી જિબ્રાલ્ટરની સામુદ્ધુનિ ઓળંગી એ હુતાશન સ્પેનમાં પેઠો. થોડીવારમાં સ્પેનનો ઘણો ભાગ ઇસ્લામની લીલી ધજાનું લીલાક્ષેત્ર બની ગયું અને ત્યાંથી પર્શુ ઇસ્લામનાં સૈન્યો દડમજલ કરતાં પિરીનીઝ ઓળંગવા તલપાપડ થઈ રહ્યાં અને

ઇસ્લામની અર્ધચંદ્ર પતાકા ફરકી રહેત. પરંતુ ચાર્લ્સ માર્ટેલનાં ખ્રિસ્તી સૈન્યોએ પિરીનીઝની પેલીમેર આ પ્રચંડ પૂરનાં મોજાં સમાન ધસી આવતાં ઇસ્લામી સૈન્યો સામે અડગ દિવાલનું કામ સાર્યું. ઇસ્લામ આગળ વધતો અટક્યો, પરંતુ સ્પેનમાં કાયમનો વાસો કરી રહ્યો. અને ત્યાંથી તેને પાછો જિબ્રાલ્ટરની પેલીમેર ધકેલતાં ખ્રિસ્તીઓને સૈકાઓ સુધી પ્રયત્ન કરવો પડ્યો.

પૂર્વમાં એજ ઇસ્લામે પ્રથમ ઇરાન દેશ પર પોતાનો કરાલ પંજો ઉગામ્યો. ઇરાનમાં અગ્નિપૂજક પારસીઓનું સામ્રાજ્ય હતું. એ સામ્રાજ્યનું પૂર્વ ગૌરવ અપૂર્વ હતું. તે પહેલાં ભૂમધ્ય સમુદ્રથી સિંધુ નદી સુધીનો વિશાલ ભૂભાગ રોકી રહ્યું હતું. જો કે મહાન અલેકઝાંડરે આ સામ્રાજ્યના ગૌરવને નામશેષ કરી નાખ્યું હતું, છતાં તેની ચીલઝડપી ચઢાઇ પછી પણ એ પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યું હતું. આ સામ્રાજ્યને મુસલમાનોએ પ્રથમ પોતાના પંજામાં લીધું. ગરીબ બિચારો યઝદેઝર્દ અથાગ પ્રયત્નો કર્યા છતાં હાર્યો અને રહ્યાસહ્યા પારસીઓ પોતાનું માદરવતન છોડી હિંદ આવી રહ્યા. ઇસ્લામે હવે ત્યાંથી પણ આગે કુચ કરી. અફઘાનિસ્તાનનાં સદા શીતળ, સુરમ્ય પ્રદેશો પર હવે તેણે મીટ માંડી. બૌદ્ધ અને હિંદુધર્મથી સદા રસબસ થઈ રહેલાં તેનાં માનવોને તેણે હવે એકેશ્વરવાદની આણ મનાવવાની તૈયારીઓ કરી અને અનેક પ્રયત્નો બાદ અફઘાનિસ્તાનને પણ એ ધર્મે પાકિસ્તાન બનાવ્યું. પાક મજહબના પવિત્ર મંત્રો ઇસ્લામે હવે અફઘાનિસ્તાનને પણ પઢાવ્યા અને ત્યારથી તે હિંદુસ્તાનનું અંગ મટી પરાયું બન્યું. હિંદની પ્રજા માટે હવે તે પરરાજ્ય બન્યું. જો કે તે પછી પણ લગભગ આઠસો વર્ષ સુધી એ દેશ હિંદ સામ્રાજ્યમાં રહ્યો પરંતુ હિંદપર મુસલમાની સામ્રાજ્ય ચિરકાળ ટકાવી રાખવાની અખૂટ સમૃદ્ધિ અને સામગ્રીના મથક તરીકે જ તેનો હવે ઉપયોગ રહ્યો. પઠાણ કે મોગલોને લશ્કર પૂરું પાડવું અને જો હિંદુ રાજાઓ તેમની સામા થાય તેઓને દબાવવા એ કાર્ય હવે એ દેશનું રહ્યું.

અને ત્યારથી જ અફઘાન ને અફઘાનિસ્તાન હિંદની પ્રજાને માટે ભયસ્થાન ગણાવા લાગ્યા. હિંદુકુશે આ વખતે પણ હિંદની ખરી સરહદનું કામ બજાવ્યું. લગભગ બસો વર્ષ સુધી ઇસ્લામને ખાળી રાખવામાં તેણે મદદ કરી. જે કાર્ય પિરીનીઝ ન કરી શક્યો તે કાર્ય હિંદુકુશે બજાવ્યું.

છતાં પણ આજથી ત્રણસો વર્ષ પહેલાં હિંદની વાયવ્ય સરહદ હિંદુકુશ આગળ જ સમાપ્ત થતી. હિંદુકુશની પેલી મેર આવેલું બલ્ખ પણ હિંદસામ્રાજ્યમાં જ ગણાતું કારણ કે હિંદ પર રાજ્ય કરનારી કોમ અફઘાનિસ્તાનમાંથી જ આવી હતી. પઠાણોનું મૂળ વતન તો અફઘાનિસ્તાન જ હતું. મોગલ સામ્રાજ્યનો સ્થાપક બાબર પણ કાબુલનો જ બાદશાહ હતો. તેને કાબૂલ માટે એટલો તો ચાહ હતો કે પોતાનું શબ પણ ત્યાંજ દાટવાની આજ્ઞા કરતો ગયો હતો. હુમાયુને તથા અકબરને લડવૈયા પુરા પાડનારો દેશ પણ અફઘાનિસ્તાન જ હતો. ઠેઠ ઔરંગઝેબના મરણ સુધી આમ અફઘાનિસ્તાન મોગલ સામ્રાજ્યમાં રહ્યું. ત્યારબાદ સ્થિતિ પલટી. અફઘાનિસ્તાન મોગલ સામ્રાજ્યમાંથી વિખુટો પડ્યો. નાદિરશાહની ચઢાઈ વેળા તે ઇરાન સામ્રાજ્યનો વિભાગ ગણાતો અને નાદિરના મરણ બાદ અહમદશાહ અબદલ્લીએ ત્યાં સ્વતંત્ર બાદશાહી સ્થાપી, પઠાણોનું વર્ચસ્વ પાછું સ્થાપ્યું. તે એટલે સુધી કે હિંદુપત પાદશાહીનો દાવો કરનાર પેશવાઓના ભગવા ઝંડાને પણ તેણે પાણિપતના મેદાનમાં ભારે શિકસ્ત આપી, અફઘાનો અજેય છે એ વાત હિંદના કાનમાં ફરીથી ગજાવી. કાબુલીઓનો ત્રાસ તૈમુરની ચઢાઈ પછી એકવાર ફરી ઉત્તર હિંદે નવેસરથી અનુભવ્યો. જે ત્રાસ મહમૂદ ઘોરી અને તૈમુરે ગંગા–જમનાના પ્રદેશમાં ફેલાવ્યો હતો તેવો જ ત્રાસ અહમદશાહ અબદલ્લીના ઘરા પઠાણોએ ગંગા–જમનાના રસાળ મુલકમાં ફેલાવ્યો. અફઘાનો આઠસો વર્ષ પહેલાં હતા તેવા જ ક્રૂર, ડરપોક્યું, ઘાતકી છે તેની હિંદના વતની

ઓમાં સ્મૃતિશેષ થતી ભાવનાઓને વળી પ્રજ્વલિત બનાવવામાં અહમદશાહના સૈનિકો કારણભૂત બન્યા.

આમ અઢારમી સદીના અંત સુધી અફઘાનો હિંદના વતનીઓને માટે ક્રૂરતાની મૂર્તિ સમાન રહ્યા.

અને ત્યારબાદ હિંદ પર દૂર સુદૂર પશ્ચિમમાં વસતી અને કદી ન જાણેલી, જોએલી શ્વેતવર્ણી પ્રજાએ-વેપારી પ્રજાએ પોતાની સત્તા વિસ્તારી. અફઘાનો લડાયક હતા, સિપાહીઓ હતા, હિસાબ કિતાબ કે મુસદ્દીપણામાં તેઓ કંઈ જ સમજતા ન હતા. જમીન મહેસૂલની આંટીઘૂંટી ઉકેલવામાં તેઓ સદા હિંદુ જાતિનું શરણ સ્વીકારતા. અને તેને લીધે જ મુસલમાનો રાજા હોવા છતાં રાજકારભાર ચલાવવામાં અરધો હિસ્સો તેઓને હિંદુઓને જ આપવો પડતો. વળી તેઓએ આ દેશને જ પોતાનું વતન માની લીધેલું હોવાથી તેઓનો મોજશોખ, અયશ આરામ, પણ હિંદમાં જ ભોગવાતો અને હિંદના પૈસા હિંદમાં જ રહેતા. પરંતુ અંગ્રેજો તો વેપારી હતા. હિંદમાં કેવળ દોલત મેળવવા જ આવ્યા હતા. ક્ષાત્રતેજ કરતાં મુસદ્દીપણું તેમનામાં વિશેષ હતું; અને તેથી જ તેમના તાબા નીચે હિંદીઓ પરિપૂર્ણ ગુલામીમાં સબડવા લાગ્યા. હિંદુ અને મુસલમાનો વચ્ચેનો ભેદભાવ પણ તેમની મુસદ્દીગીરીએ વધારી મૂક્યો. હિંદના વતનીઓ સમક્ષ મુસલમાન જૂલમોને મોટા રૂપમાં રજૂ કરવાના અખતરાઓ થવા લાગ્યા. મહમૂદ ગિઝની, ઘોરી, તૈમુર અને ચંગીઝના જૂલમોના મોટા મોટા ગ્રંથો લખાયા અને તે હિંદની શાળાઓમાં ભણાવવામાં આવ્યા. તેઓની સારી બાજૂ સિફતથી છુપાવી દેવામાં આવી. હિંદુમુસલમાન ભેદભાવ આગળ વધારવા અફઘાનોને પણ કાળા ચિતરવામાં બાકી રાખ્યું નહિ. પરિણામે અત્યારે પણ એકાદ કાબૂલી પઠાણ સામાન્ય જનતાના હૃદયમાં ક્રૂરતાની મૂર્તિરૂપ જણાય છે. હિંદુ બાળકના મગજમાં પઠાણ જાત રાક્ષસ સમી જણાય છે એટલું જ નહિ પણ મુસ

સમાની ધર્મ પાળનાર માત્ર પરાયા એવો ભેદભાવ તેના કુમળા મગજમાં ઠસી ગયો છે અને અંગ્રેજોની મુત્સદ્દીગીરીને તો એટલુંજ જોઈતું હતું આવડો મોટો દેશ, તેમાં વસતી પ્રજા વચ્ચે ભેદભાવ પાડ્યા સિવાય કઈ રીતે તાબે રાખી શકાય ?

અત્યારે પણ હિંદ સ્વરાજની બૂમ પાડનારને અંગ્રેજ પ્રજા તરફથી આગળથી ચીંધી કહેવામાં આવે છે કે "અમે દાચ ગાંસડાં પોટલાં બાંધી એડન નહિ પહોંચ્યા હોઈએ ત્યાં તમારે આ અફઘાનોના ત્રાસથી અમને પાછા બોલાવવા પડશે" એમ કહી તેઓ આડકતરી રીતે આપણા મગજમાં ભરાઈ રહેલા કાલ્પનિક અફઘાન હાઉને ખડો કરે છે અને અફઘાન ઉપજાતિઓ વિષેના વૃત્તાંતો તો નરમાંસ ભક્ષક રાક્ષસોને પણ લજાવે તેવા આપણી સમક્ષ રજૂ કરવામાં આવે છે

પરંતુ અંગ્રેજો અફઘાનો વિરુદ્ધ પ્રચાર માર્યે કરે તેના મૂળ પાયામાં તેના જ ખભામાની તેના જેવીજ પ્રબળ સત્તા રશિયાની બીક સિવાય બીજું કંઈ મળી આવે તેમ નથી લગભગ અરધી સદી પહેલાં રશિયા ધૂમકેતુની પેઠે અંગ્રેજ રાજદ્વારીઓના હૃદયાકાશમાં અમંગલ છાયા વિસ્તારી રહ્યું હતું રશિયા પણ અંગ્રેજોને ભડકાવવા સતત હિંદસામ્રાજ્ય તરફ કૂચકદમ કર્યેજ જતું હતું યુરોપમાં પોતાની સત્તા અંગ્રેજોની સમકક્ષ રાખવા માટે, યુરોપમાં ઈંગ્લાંડની બરોબરી કરવા માટે, રશિયા આ આક્રમણ કર્યે જતું હતું અને અત્યારે પણ રશિયામાં ક્રાંતિ થઈ, ઝાર એકતંત્ર આખુ આરતો જમત નશિન થયો છતાં અંગ્રેજોની રશિયા તરફની બીક તો જેવીને તેવીજ રહી છે રશિયા હજુ અંગ્રેજોને અગાઉની પેઠે, કંઈક અંશે વધારે પ્રમાણમાં ભડકાવી રહ્યું છે સોવિયેટ રશિયાની આબાદી, તેની દહાડે દહાડે થતી જતી ઉન્નતિ વળી અંગ્રેજોના દિલને ઓર બહેકાવી નાખી રહ્યા છે તેમાં પણ કૉમ્યુનિસ્ટ પ્રચાર

કાર્ય કે જેની જગતમાં જોડી નથી તેનાથી તો અંગ્રેજો તોબા તોબા પોકારી રહ્યા છે. આવી સ્થિતિમાં વળી અંગ્રેજો રશિયાને હિંદ વચ્ચે આવી રહેલા અફઘાનિસ્તાન પર મીટ માંડે એ સ્વાભાવિક છે. ખાસ કરીને અફઘાનિસ્તાનને મધ્યસ્થ દેશ રાખી રશિયન પ્રચાર કાર્ય હિંદમાં ન ફેલાય તે તરફ અત્યારે અંગ્રેજોની ખાસ નજર છે. એટલુંજ નહિ પણ ખુદ અફઘાનિસ્તાનમાં રશિયન પ્રચાર કાર્ય આગળ ન વધે તે માટે તેઓ પરોક્ષ રીતે ગમે તે ઉપાયો કામે લગાડતાં અચકાય તેમ નથી. અને તેના તાજા દાખલા આપણી સમક્ષ મોજૂદ છે. અમીર અમાનુલ્લાની રશિયન પ્રીતિ જાણીતી છે. રશિયન પ્રચાર કાર્ય અને રશિયન કોમ્યુનિસ્ટ સિદ્ધાંતો તેણે અમલમાં મૂકવાની સીધી કે આડકતરી રીતે તૈયારી બતાવી હતી એ પણ લગભગ સ્પષ્ટ બિના હતી. અને આથી જ અંગ્રેજો તેના પ્રત્યે છૂપો દ્વેષ કેળવી રહ્યા હતા. મુસદ્દી કદી સીધો ઘા કરેજ નહિ અને તે રીતે અંગ્રેજોનું આ છૂપું પ્રચારકાર્ય ભેદી પીર કરમશાહ દ્વારા આગળ વધ્યું. અમીર અમાનુલ્લા ઘડીના છઠ્ઠા ભાગમાં હતો ન હતો થઈ ગયો. તેના જેવા એક નિખાલસ દિલના રાજવીને અફઘાન દેશ છોડી ઈટાલિ જેવા પરાયા દેશમાં જઈ વસવું પડયું. અને તેની જગોએ પેરિસમાં એકાંત સેવતો નાદિરશાહ આવી કાબૂલની ગાદી પર ચઢી બેઠો કારણ માત્ર એટલું જ કે નાદિર રશિયન પ્રચાર કાર્યમા માનતો નથી ત્યારે અમાનુલ્લા તેમાં માને છે.

ટુંકામાં અફઘાનિસ્તાન આજથી લગભગ અઢીસો વર્ષથી હિંદથી છૂટો પડયો તે પડયો જ. અંગ્રેજોએ આદરેલી અફઘાન લડાઈઓનો છૂપો હેતુ કદાચ આ ભૂલ સુધારવાનો પણ હોય ! હિંદની કુદરતી સરહદ પાછી પ્રાપ્ત કરી હિંદનો બચાવ કુદરતી ધોરણ પર લાવી મુકવાનો પણ એ લડાઈઓનો મુળ હેતુ હોય ખરો. પરંતુ અત્યારે તો હિંદ સામ્રાજ્યમાં અફઘાનિસ્તાન એ એક સરહદનો પ્રાંત બનવો

જોઈતા હતા તેને બદલે તે અત્યારે તો રશિયા ને હિંદ વચ્ચેનું બફર સ્ટેટ બન્યુ છે અને તેમા હવે કોઈપણ જાતનો ફેરફાર થાય તેમ નથી. અત્યારે તો અફઘાન પ્રજાની સ્વતંત્રતા જળવાય, અફઘાનિસ્તાનમા વ્યવસ્થા જળવાય, તેમા જ હિંદને લાભ છે અને તે ખાતર જ અંગ્રેજોએ છેલ્લી અફઘાન લડાઇ પછી હિંદના લાભની આ વાત કબૂલ રાખી છે કેવળ રશિયન પ્રચારકાર્યનું એ રાજ્ય વધુ મથક ન બને, તેટલોજ સ્વાર્થ અંગ્રેજો તે દિશામા જાળવી રહ્યા છે

પરંતુ હિંદી પ્રજાતંત્રની દૃષ્ટિએ રશિયન પ્રચારમાર્ગ કુછ વિસાતમાં નથી હિંદી જનતા હવે અફઘાનિસ્તાનના અફઘાનોથી પણ કંઇ જ ડરતી નથી જગતમાં એક માનવજાત બીજી માનવજાતને હવે તાબેદાર રાખી શકે એ બનાવ ગગનકુસુમવત બનવાને બહુ વાર નથી જે જે પ્રજા બીજી પ્રજાઓના કબજામા છે તે પણ ક્રમે ક્રમે છૂટી થવાની અણી પર છે અને એક જમાનો એવો પણ આવશે કે ગુલામી પ્રથાને રદ કરવા માટે જેવી ઝુંબેશ સસ્કારી પ્રજાએ ઉપાડી હતી તેવી જ ઝુંબેશ દુનિયાની દરેક પ્રજાના સ્વાતંત્ર્ય માટે પણ ઉપડશે અને રશિયન રાજ્યતંત્રે તો આ બાબતની શરુઆત કરી દીધી પણ છે ઇરાન, રશિયા અને તુર્કસ્તાન વચ્ચેના કોલકરારો કેવળ મદદગારની દૃષ્ટિથી જ થયા છે અને કદાચ રશિયા પોતે જ આ બાબતમા પહેલ કરી ગુલામ પ્રજાને મુક્ત કરવા પોતાના બધાં સાધનો અજમાવવા તત્પર બનશે

પ્રસ્તુત પુસ્તકમા અફઘાનિસ્તાનની અત્યાર સુધીની બધી પ્રવૃત્તિઓ ટુંકામા નોંધેલી છે હિંદ અત્યારે સ્વરાજ તરફ ઘસડાતું જાય છે તે વખતે પોતાના પાડોશી દેશની હકીકત જરૂર તેને બોધ પ્રદ થશે, અને તે સાથે તેને બોધ પણ મળશે કે અજ્ઞાન અને અસહકારિતા બચ્ચા-ઇ-સાકુ જેવા લૂટારાને પણ બાદશાહ બનવાની તક આપે છે, ત્યારે વ્યવસ્થા ને કુનેહ ગમે તેવી અજ્ઞાન જાતિને પણ

અરાજકતામાંથી બચાવે છે. સ્વરાજ મેળવવા માટે વ્યવસ્થા ને સહિષ્ણુતાની પહેલાં જરૂર છે. ધર્માંધતા અને અજ્ઞાનની નહિ. કોમીભેદ અને ધર્મભેદ વગરનું હિંદ ગમે તેવી પ્રચંડ શક્તિ સમક્ષ પણ અણનમ ઉભું રહેશે ત્યારે એ બંને ભેદોથી ભરપૂર હિંદ સ્વરાજ આવે છતાં તે જાળવી રાખવા જેટલી શક્તિ પણ નહિ ભોગવે.

એક બીજી વાત પણ અફઘાનિસ્તાનના આ ટુંકા વૃત્તાંત પરથી આપણે યાદ રાખવાની છે. કોઈપણ કાર્ય એકદમ ખાસ કરીને પ્રજા તૈયાર ન હોય ત્યારે કરી નાખવાની ઉતાવળ જાતિ સમક્ષ ન ચાલે! દલપતરામની નીતિ મુજબ ધીરે ધીરે સુધારાનો સાર સંભળાવાય. નર્મદની પેઠે યાહોમ કરીને આંધળિયાં કર્યે કદાચ પાછા હઠવાનો વારો પણ આવે.

હું ધારું છું કે પ્રસ્તુક પુસ્તક વાંચતાં વાચક વર્ગ આ બધી વાતનો વિચાર કરશે.

૧૪, મહાલક્ષ્મી : સોસાયટી અમદાવાદ.
તા. ૨૪-૨-૧૯૩૧ — મહાશંકર ઇન્દ્રજી દવે

# અનુક્રમ

# ભૂમિકા

પુસ્તકની શરુઆતમાં બે વાતો કહેવા ઈચ્છું છું. એ બે વાત યાદ ન રાખીએ તો અફઘાન જાતિને કે અફઘાનિસ્તાનના ઈતિહાસને સમજી શકાય તેમ નથી.

બાળક જન્મે ત્યારે તેને અભિનંદન આપવા માટે જુદી જુદી જાતિઓમાં જુદી જુદી પ્રથા વિદ્યમાન છે. અફઘાન બાળક જે ક્ષણે ધરતી પરનો પ્રકાશ જુએ તે જ ક્ષણે તેને અભિનંદન આપવા માટે શંખ ફૂંકાતા નથી, થાળી વગાડાતી નથી, પરંતુ બંદૂકનો અવાજ કરવામાં આવે છે. બંદૂકના અવાજ સાથે અફઘાન બાળક જન્મે છે. બાળક જો કન્યા હોય તો પાંચ અગર સાત વાર બંદુક ફોડવામાં આવે છે; અને જો પુત્ર હોય તો ચૌદ વાર બંદુક ફોડવામાં આવે છે. બાળક જન્મે ત્યારે ભલેને મધરાત હોય, પ્રભાતનું પહોર હોય; માબાપ ધનવાન હોય કે ગરીબ હોય; જન્મસ્થાન રાજમહેલ હોય

કે ગરીબની ઝુંપડી હોય છતાં ઉપર મુજબની સંખ્યામાં બંદુકના અવાજો થવાના જ. અફઘાન બાળકને માટે આ એક સંસ્કાર ગણાય છે. માતાના થાનમાં ધાવણ ન હોય, અને ધાવની જરૂર પડે તો એવી ધાવ ખોળવામાં આવે છે કે જે તંદુરસ્ત અને નિષ્કલંક ચરિત્રની હોય. સર્વ દેશોમાં ધાવની પસંદગી કરવામાં આવો નિયમ જાળવવામાં આવે છે. પરંતુ અફઘાનિસ્તાનમાં આ આચાર સંબંધમાં એક જુદાઈ જણાઈ આવે છે. ધાવનો પતિ જો કાયર હોય અથવા દુર્બળ હોય અગર કોઈ એક લડાઈમાં હારી આવ્યો હોય તો તેવી ધાવને પસંદગી આપવામાં આવતી નથી.

મને લાગે છે કે આ બે બાબતો યાદ રાખવાથી અફઘાન ઇતિહાસના નિત્ય સળગતા દાવાનળનું કારણ સમજી શકાશે.

એક

## આમુદરિયાના દેશમાં

અફઘાનિસ્તાનના નકશા તરફ નજર નાખતાં જ તેના જેવા જ એક બીજા દેશની સ્મૃતિ સ્ફુરે છે. એ દેશ યુરોપમાં આવેલો છે અને તેનું નામ સ્કોટલૅંડ છે. સ્કોટલૅંડ અને અફઘાનિસ્તાન બંને પહાડી છે અને એ બંને દેશોના હૃદયસ્થળને વીંધી ઉંચા ઉત્તુંગ પર્વતો આકાશને અડકવાની સ્પર્દ્ધા કરી રહ્યા છે.

અફઘાનિસ્તાનની ઉત્તર સરહદ પર લગભગ ત્રણસો માઈલ સુધી આમુદરિયા નદી પોતાની સર્પ જેવી ચાલ દર્શાવતી વહે છે. આ નદી એક રીતે જોતાં અફઘાનિસ્તાનના પ્રાણરૂપ છે. પામીરના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી એ નદી પહેલવહેલી વાખાન પ્રદેશ આગળ અફઘાન સરહદનો સ્પર્શ કરે છે. શિયાળામાં આમુદરિયાનો પ્રવાહી પ્રવાહ કરી બરફ બની જાય છે; મે માસ વીત્યા પછી એ બરફ પીગળવા માંડે છે. અને આ વખતે આમુદરિયામાં મોટાં પૂર આવે છે.

વાખાનથી ક્રમેક્રમે પશ્ચિમ તરફ જતાં રારતાક અને કાટાખાન પ્રદેશ આવે છે. અહીં એટલા બધા પહાડો નથી છતાં જુદી જુદી દિશામાંથી નાની નાની નદીઓ આવી અત્રે આમુદરિયાને મળે છે. અહીં નહેર ખોદી આ નદીઓનાં પાણીને ખેતીના ઉપયોગમાં લેવાની વ્યવસ્થા કરવામાં આવી છે અને આ નહેરોના પાણીથી ચાર હજાર ચોરસ માઈલ જેટલી જમીન ફળદ્રુપ બની છે.

ઈરાન અને અફઘાનિસ્તાનની સરહદ પર હેરાત આવેલું છે. એક રીતે આ હેરાતને રસ્તે થઈ ઈરાની સંસ્કૃતિ અને શિલ્પકલા અફઘા-

નિસ્તાન અને હિંદમા રેલાઈ રહી હતી. ઈતિહાસકારોએ આ નગરીને હિંદમાં પ્રવેશ કરવાની કૂંચી રૂપ ગણી છે. હેરાતના રહેવાશીઓનો મોટો ભાગ ખેડૂતોનો છે અને અફઘાનિસ્તાનના બીજા ભાગોના લોકો કરતાં વધારે શાંત સ્વભાવનો છે. હેરાતથી કંદહાર જતાં રસ્તામાં લીલીકુંજાર જમીનનાં મેદાનો નજરે પડે છે. કંદહાર અત્યંત સુરક્ષિત શહેર છે. એના મુખ્ય રસ્તા પહોળા છે અને તેની બંને બાજુએ વૃક્ષની હારો દષ્ટિગોચર થાય છે. કંદહાર મુખ્યત્વે કરીને ચાર ભાગમાં વહેંચાએલું છે અને તેમાંના પ્રત્યેક ભાગમાં એકેક ટોળી રહે છે. બધી મળીને તેની વસ્તી પચાસેક હજારની હશે. અહીંના રહેવાશીઓમાંનો ધનવાન વર્ગ મોટે ભાગે મુંબઈ તરફનો ને સિંધી હિંદુનો છે. તેઓ અહીં વેપાર માટે આવ્યા છે. કારણ કે સમગ્ર અફઘાનિસ્તાનમાં કંદહાર એ સૌથી મોટું વેપારી મથક ગણાય છે.

કંદહારની પશ્ચિમે સિસ્તાન પ્રદેશ આવેલો છે. આ પ્રદેશની સરહદ માટે અફઘાન સરકારને ઇરાન સાથે બહુ ભાંજગડ ચાલી હતી; કારણ કે આ પ્રદેશનો અમુક ભાગ ઈરાનને અને અમુક ભાગ અફઘાનિસ્તાનને તાબે છે.

પૂર્વ તરફ બદાખ્સાન પ્રદેશ આવેલો છે. બદાખ્સાન પહાડી પ્રદેશ છે અને અહીંના રહેવાશીઓને ટાઢથી બહુ હેરાનગતિ ભોગવવી પડે છે. શિયાળામાં આ પ્રદેશના બધા રસ્તા બંધ થઈ જાય છે. નદીમાં પાણી પણ સ્થિર બની જાય છે, બરફનાં ગચિયાં રૂપે જામી જાય છે. આર્થિક નજરે જોતાં આ પ્રદેશ બહુ અગત્યનો પ્રદેશ ગણાય. કારણ કે આ વિભાગની જમીનમાં ગંધક, લોઢું અને કીંમતી હીરાની ખાણો આવેલી છે. જો કે હજુ એ ખાણો ખોદવાની શરુઆત કરવામાં આવી નથી. પરંતુ અફઘાનિસ્તાનની ભવિષ્યની આર્થિક ઉન્નતિ મોટે ભાગે આ ખાણો પર આધાર રાખે છે.

અફઘાન તુર્કસ્તાનનો પ્રદેશ પણ વેપાર માટે ખાસ અગત્યનું

સ્થાન છે. આ પ્રદેશમા તાસકુર્ગાન અને મઝાર-ઇ-શરીફ નામના શહેરો આવેલા છે તાસકુર્ગાનથી યાત્રાળુઓ બોખારા ને હિંદ જાય છે. આ નગરને ફરતો ત્રણ માઇલ ઘેરાવાનો કોટ આવેલો છે. આ કોટમા લગભગ વીસ હજાર મકાનો આવેલા છે. દરેક મકાનની આજુબાજુ વળી ફરતી દિવાલ છે આખા શહેરમા ફળના બગીચા ઠેકઠેકાણે નજરે પડે છે શહેરની વચ્ચોવચ્ચ થઇ ત્રણ નહેરોના પાણી વહ્યા જાય છે. અહીં ઘણા હિંદુઓ રહે છે પૈસા ધીરવા એ તેમનો ધંધો છે આપણા દેશના કાબુલીઓની માફક તેઓ પણ રીતસર વ્યાજ વસુલ કરે છે

અહીંથી લગભગ ૫૦ માઇલ પશ્ચિમે ઈતિહાસ પ્રસિદ્ધ બલ્ખ શહેર આવેલુ છે જગતના કેટલાક પ્રાચીન નગરોની માફ બલ્ખ જો કે હજુ તદન નાશ પામ્યુ નથી, તો પણ તેના દરેક અવયવ પર કરાલ કાલની ધ્વંસરેખા સ્પષ્ટ જણાઈ આવે છે જૂના, જીર્ણ મહેલો અને તૂટીફૂટી હવેલીઓનું ઉદાસ સૌંદર્ય ધારણ કરી બલ્ખ નગરી હજુ પણ વાવાઝોડા અને વરસાદના ખ્યાલી તરંગોના રમકડા તરીકે પોતાનો દેહ વિસ્તારી પડી છે.

અફઘાનિસ્તાનની રાજધાની કાબુલ વિષે લખતા પહેલા કહેવુ જોઈએ કે કાબુલ એ રાજધાની માટે અનુકૂળ નગર નથી એની ચોમેર ઉંચા પહાડો છે અને તેથી તેનો વિસ્તાર ઇચ્છાનુસાર વધારી શકાતો નથી રાજધાનીના હિસાબે જોતા એનું સૌંદર્ય પણ વધારે ગણી શકાય નહિ નવા મહેલો ઘણા ચણાયા છે, પરંતુ તેમા ગુલ-મહેલ દિલખુશા મહેલ એ સર્વથી વધુ મનોહર છે કાબુલમા ઘણા બજારો છે અને સામાન્ય રીતે બજારને નામે એના ભાગ પાડવામા આવે છે આ બજારોમા શોર, આર્ગ અને લાહોરી દરવાજાના બજારો મુખ્ય છે શિકારપુરી બજાર ફળોના વેપારનું મુખ્ય મથક છે અને એ બજારમાંથી જગતમાં સર્વત્ર કીંમતી ફળો હમેશા રવાના કરવામા

આવે છે. અફઘાનિસ્તાનની લંબાઈ ઈશાનથી નૈઋત્ય સુધીમાં ૭૦૦ માઈલ અને હેરાતની સરહદથી ખાઈબરઘાટ સુધીની ૬૦૦ માઈલ છે

અફઘાન શહેરોની પાકી વસ્તી ગણત્રી હજુ સુધી કરવામાં આવી નથી. તોપણ એકંદર રીતે એ દેશનાં મોટાં શહેરમાંનાં કાબુલની વસ્તી ૧ લાખ; કંદહારની ૬૦,૦૦૦; હેરાતની ૧,૨૧,૦૦૦ અને મઝાર–ઈ–શરીફની ૪૬,૦૦૦ ની ગણાય છે. રાજવ્યવસ્થા ખાતર આખા અફઘાનિસ્તાનના ૯ ભાગ કરવામાં આવ્યા છે. તેમાં પાંચ ભાગ મોટા ગણાય છે. કાબુલ, કંદહાર, હેરાત, મઝાર–ઈ–શરીફ અને બદાખ્સાન. બીજા ચાર ભાગ જલાલાબાદ, ખોસ્ત, ફારાહ અને મૈમેનાના નામે ઓળખાય છે.

અફઘાનિસ્તાનનો પ્રાચીન ઈતિહાસ પુરાણકથામાં લુપ્ત થઇ ગયો છે. એ અદશ્ય બિનાઓના હાડપિંજર પર ગવેષણાની તર્કબાજી ચલાવવાની અમારી ઇચ્છા નથી. અમે તો કેવળ વર્ત્તમાન જગતની આશાઆકાંક્ષામાં અફઘાન જાતિની આંતરબાહ્ય કથા વાંચકવર્ગ સમક્ષ મૂકવા માગીએ છીએ.

ઈતિહાસના લાંબા પંથ કાપી જે કોઈ બહારની સંસ્કૃતિએ ભારતવર્ષમાં પોતાનાં પનોતાં પગલાં મૂકયાં છે, તેની ક્ષણિક નિશાનીઓ અફઘાનિસ્તાનના કઠિન પત્થરોમાં પડેલી જોવામાં આવે છે. અફઘાન પહાડોમાં કોઈપણ જાતિ પોતાની વિજયસ્મૃતિનાં નિશાનો કાયમને માટે કોતરી શકી નથી. સિકંદરથી માંડીને નાદિરશાહ સુધીના અગણિત વિજેતાના રથમાં પૈડાં આ દેશ ઉપરથી ચાલ્યાં ગયાં છે. પરંતુ મોગલ શહેનશાહો, ખાસ કરીને શાહજહાન, પોતાની અસાધારણ પ્રીતિના બળે આ દેશમાં પોતાની રાજસત્તાની ઘણી યાદીઓ પત્થર પર કોતરી ગયો છે. હિંદુ અને બૌદ્ધ મૂર્તિઓ પણ ઠેકઠેકાણે મળી આવે છે, અને તે હિંદુ રાજ્યની સ્મૃતિ આપે છે. પરંતુ અમે એ સ્મૃતિના સંગ્રહસ્થાનમાં જવા ઇચ્છતા નથી. જીવનની જાગૃતિના

પ્રકાશમાં વિહરવા માગીએ છીએ. અને તેથી જ ત્યાં જ્યારથી વિદેશી વેપારીઓની ચઢાઈ થઈ અને મોગલ સામ્રાજ્યની પડતીથી પૂર્વમાં તથા સમગ્ર જગતમાં એક નવીન યુગનો પ્રારંભ થયો, ત્યારથી અમારી આ કથની પણ શરુ થાય છે. વર્તમાન જગતનો ઇતિહાસ એટલે પૂર્વ પશ્ચિમના આ સંઘર્ષનો ઇતિહાસ.

બે

## વાવાઝોડા પહેલાં

અંગ્રેજો જ્યારે હિંદમાં પોતાનો પગદંડો જમાવતા હતા ત્યારે અફઘાનિસ્તાનની આંતરિક સ્થિતિ અતિશય અસ્તવ્યસ્ત હતી. હિંદમાં પણ તે વખતે બધી શક્તિ લગભગ તેજહીન થવા આવી હતી. કેવળ પંજાબમાં રણજિતસિંહના તાબા નીચે સિખ શકિત અત્યંત પ્રબળ બની હતી. રણજિતસિંહે યુરોપથી નેપોલિયનના બે મુખ્ય સેનાધ્યક્ષોને હિંદમાં બોલાવી પોતાના લશ્કરને યુરોપી ઢબે કેળવ્યું હતું. ઇ. સ. ૧૮૦૯માં લૉર્ડ મિન્ટોએ તેની સાથે કરાર કર્યા અને પૂર્વ તરફ રાજ્ય વધારવાની ઇચ્છા રણજિતસિંહને દબાવવી પડી. આથી સ્વાભાવિક રીતે જ તેની નજર અફઘાનિસ્થાન તરફ દોડી. આ તરફ ઇરાનને પોતાની સરહદનો કૉકસસ તરફનો ભાગ રશિયાને આપવો પડયો હોવાથી તે પણ અફઘાનિસ્તાનનો થોડો ભાગ હજમ કરવાની રાહ જોઈ બેઠું હતું.

આ તરફ અફ્ઘાનિસ્તાનના બાદશાહ અહમદશાહ દુરાનીના મરણ પછી તેનો પુત્ર તૈમુરશાહ બાવીશ વર્ષ રાજ્ય ભોગવી ઇ સ ૧૭૯૩મા મરણ પામ્યો. તેના મરણ સાથે જ ત્યા અશાંતિનો યુગ શરુ થયો, અને તે ત્યારથી આજ સુધી ચાલ્યો આવે છે હજુ એની પૂર્ણાહુતિ ક્યારે થશે તે કોઈ કહી શકે તેમ નથી. તૈમુરશાહ પછી તેનો પુત્ર શાહજમાન ગાદીએ બેઠો શાહજમાનના અમલમાં કાબુલના સિંહાસન માટે પ્રબળ ગૃહવિવાદ ફાટી નીકળ્યો. ત્યારથી અફ્ઘાનિસ્તાનમા વસતી જુદી જુદી ટોળીઓમા જે બડખોર વૃત્તિ ફાટી નીકળી છે તે હજુ પણ જેવી ને તેવી જ રહી છે શાહજમાનના મંત્રી પાંવર્મદખાને યુક્તિ પ્રયુક્તિથી આ ટોળીઓને થોડી ઘણી શાંત કરી એમ કરતા તેને અનેક સરદારોને દેહાંત દડની સજા કરવી પડી પરતુ છેવટે શાહજમાનના ભાઈ મહમૂદશાહે રાજગાદી હસ્તગત કરી પરંતુ તેણે પોતાનો પગ સિંહાસન પર ઠેરવ્યો ન ઠેરવ્યો ત્યા તો બીજા ભાઇ સુજાઉલમુલ્કે ઇ સ ૧૮૦૩મા મહમૂદશાહને પદચ્યુત કરી રાજગાદી પડાવી લીધી પરંતુ મહમૂદશાહે આ હાર મૂગે મોઢે સ્વીકારી લીધી નહિ તેણે લશ્કર એકઠુ કરી ફરીથી સુજાઉલમુલ્ક પર હલ્લો કર્યો. પરિણામે પરાજિત થઇ, સુજાઉલમુલ્ક અફ્ઘાનિસ્તાનમાથી નાઠો અને અફ્ઘાનોના પરમ શત્રુ રણજિતસિંહને આશરે જઈ રહ્યો

પરંતુ ભાઇભાઈ વચ્ચેનો ટટો આટલેથી અટક્યો નહિ મહમૂદશાહે ગાદીએ બેઠા પછી પોતાના મત્રી પાવમદખાનના પુત્ર ફતેહખાનનું ખૂન કરાવ્યુ પિતાના ખૂનનો બદલો લેવા માટે દોસ્ત મહમદખાને બડ ઉઠાવ્યુ અને છેવટે તેણે મહમૂદશાહને પદભ્રષ્ટ કરી પોતાને અફ્ઘાનિસ્તાનનો બાદશાહ જાહેર કર્યો પરંતુ વસ્તુસ્થિતિ એવી રહી કે કાબુલની રાજગાદી પર દોસ્ત મહમદખાન, કદહારમાં સ્વતત્ર રીતે તેના ભાઇઓ અને હેરાતમા દુરાની વશનો એક વારસ રાજ્ય ચલાવવા લાગ્યા આ રીતે અફ્ઘાનિસ્તાનના મુલકના ત્રણ વિભાગ પડયા.

આ સ્થળે અફઘાન અને હિંદના ઈતિહાસની એક વિશિષ્ટ ઘટનાનો ઉલ્લેખ કરવાની જરૂર છે. હિંદના ગૌરવની સ્મૃતિરૂપ, જગતનો સર્વ શ્રેષ્ઠ હીરો કોહિનુર કે જે એક દિવસ મોગલ બાદશાહોના મુગટને શોભાવતો હતો તે છેવટે સુજાઉલમુલ્કના કબ્જામાં આવ્યો હતો. રણજિતસિંહે આ ઐતિહાસિક હીરો કબજે કરવા માટે પોતાના મેંમાનને બંદીવાન બનાવ્યો. એટલું જ નહિ પણ તેને ખાવાનું પણ આપવાનું બંધ કર્યું. આ રીતે લાચાર બની શાહસુજાને એ હીરો રણજિતસિંહને આપી દેવાની ફરજ પડી. છેવટે સુજા રણજિતસિંહનો આશ્રય તજી લુધિયાણામાં અંગ્રેજોને આશરે આવી રહ્યો.

# ત્રણ

## પહેલો અફઘાન વિગ્રહ અને દોસ્ત મહમંદખાન.

દોસ્ત મહંમદખાનના રાજ્યઅમલ દરમિયાન અફઘાનિસ્તાનને બ્રિટિશો સાથે સ્પર્ધામાં ઉતરવું પડયું. દોસ્ત મહંમદ જ્યારે કાબુલના સિંહાસન પર બેઠો ત્યારે હિંદ પુરેપુરૂં બ્રિટિશોના કબ્જામાં આવી ગયું હતું.

ઓગણીસમી સદીની શરુઆતમાં પશ્ચિમ પોતાની બધી શકિત સાથે મરવા પડેલાં પૂર્વ પર કૂદી પડયું હતું. અંગ્રેજોએ ધીમે ધીમે હિંદ, બ્રહ્મદેશ કબજે કરી લીધાં. ફ્રેંચો શરુઆતમાં તો હિંદના કબ્જા માટે અંગ્રેજો સાથે લડયા ખરા, પરંતુ છેવટે તેઓને ખસી જવું પડયું. પોર્ટુગીઝ અને વલંદાઓ તો આ પહેલાં દૂર ખસી ગયા હતા. હિંદના પૂર્વ અને પશ્ચિમ કિનારા પર અમુક અમુક સ્થળોમાં પોતાનો વાવટો ફરકાવી તેઓ સંતુષ્ટ કે અસંતુષ્ટ ચિત્તે રાજ્ય વધારવાની આશા.

-છોડી દઈ સ્વદેશ પાછા ફર્યા હતા. સમગ્ર પૂર્વ પ્રદેશમાં અંગ્રેજ પ્રભાવ અજબ બનતો જતો હતો. પરંતુ જે દિવસથી અંગ્રેજે હિંદ જીત્યું તે દિવસથી રશિયા અને તેમની વચ્ચે જે ઘુરકાધુ ચાલી તે એ બંને દેશની પ્રજામાં હાડોહાડ ઉતરી ગઈ હોય કે લાગે છે. અંગ્રેજો હમેશાં માનતા આવ્યા છે અને તે વખતે વિશે પ્રમાણમાં માનતા કે રશિયા અફ઼ઘાનિસ્તાન વાટે હિંદ જીતી લે આવશે. એટલું તો ખરૂં કે આ ભયનાં કેટલાંક કારણો હતાં. તો પ આ ભયને લીધે બ્રિટિશ રાજપુરુષોએ ઇગ્લાંડ અને હિંદમાં • ઉતાવળ કરી હતી તે આજે અંગ્રેજ ઈતિહાસકારોની દૃષ્ટિએ હાસ્ય જનક થઇ પડી છે. અંગ્રેજો આ રશિયન ભય સાથે અફ઼ઘાનિસ્થાનને ખાસ સંબંધ હોવાથી અફ઼ઘાનિસ્તાનના ઈતિહાસમાં ખાસ સ્થાન મેળવતા આવ્યા છે.

તે વખતે રશિયન ભય એ અંગ્રેજ રાજદ્વારીઓના મનમાં સર્વદા એક ભયંકર મૂર્તિના રૂપમાં જાગ્રત રહેતો. એશિયામાં રશિયન પ્રભાવને ઝાંખો પાડવા માટે અંગ્રેજ રાજપુરુષોએ એ વખતે એવી અનેક વસ્તુને પોતાની કલ્પનાથી જોઈએ તે કરતાં એવું મોટું રૂપ આપેલું છે અને એને લીધે એવી એવી ભૂલો કરી છે કે તે તેઓને માટે કોઈ પણ રીતે શોભા ભર્યું ન જ ગણાય.

દોસ્ત મહંમદખાન રશિયા કરતાં અંગ્રેજો સાથે દોસ્તી કરવા વધારે આતુર હતો; પરંતુ તે એ શરતે કરવા માગતો હતો કે અંગ્રેજોએ રણજિતસિંહ પાસેથી તેને પેશાવર પાછું અપાવવું. આ શરત તે વખતના ગવર્નર જનરલને ભારે મુંઝવણ પેદા કરતી હતી. રણજિતસિંહ અંગ્રેજોનો મિત્ર હતો અને સરહદ પર તેના જેવા એક બળવાન મિત્રની જરૂર હતી. દોસ્ત મહંમદે લોર્ડ ઑકલેંડ પાસે ફરીથી અરજી કરી મોકલી કે ઇરાન અને રણજિતસિંહના હુમલાથી અંગ્રેજોએ મારો બચાવ કરવો જોઈએ. પરંતુ દોસ્ત મહંમદખાનની આ અરજના

જવાબમાં હિંદી સરકારે લખી મોકલ્યું કે અંગ્રેજો સ્વતંત્ર રાજ્યોના અંદરખાનેના બનાવોમાં હાથ ઘાલતા નથી.

આ પરથી એમ માનવાનું નથી કે લૉર્ડ ઑકલેંડે અફઘાનિસ્તાનને આ પ્રમાણે ખરેખર પોતાના ભાગ્ય પર આધાર રાખતું મૂક્યું. તેણે વેપારની સગવડ ખાતર કૅપ્ટન બર્ન્સ નામના અંગ્રેજને કાબુલ મોકલ્યો. આ તરફ ઈરાનીઓ રશિયન સેનાપતિના તાબા નીચે એકવાર હેરાત સુધી આવી પહોંચ્યા. હજુ પણ દોસ્ત મહંમદ અંગ્રેજોની મદદ માગતો હતો. અંગ્રેજ એલચી બર્ન્સ કાબુલ જઈ પહોંચ્યો ત્યાર પછી બે માસે એક રશિયન એલચી પણ કાબુલમાં આવ્યો. દોસ્ત મહંમદે પ્રથમ તો તેની મુલાકાત લેવાનું પણ કબૂલ કર્યું નહિ. પરંતુ લૉર્ડ ઑકલેંડ તરફથી અનુકુળ જવાબ આવ્યો નહિ એટલે છેવટે તેને મોટા દબદબા સાથે રશિયન એલચીનો સત્કાર કરવો પડ્યો. આ બનાવ બન્યા પછી પાંચ દિવસે બર્ન્સ કાબુલ છોડી હિંદમાં આવતો રહ્યો અને ગવર્નર જનરલને તેણે જણાવ્યું કે દોસ્ત મહંમદે રશિયા સાથે સંધિ કરી છે.

લૉર્ડ ઑકલેંડ આ સમાચાર સાંભળી બહુ જ ગુસ્સે થયો. તેણે નક્કી કર્યું કે રણજિતસિંહની મદદથી કાબુલના સિંહાસન પર દોસ્ત મહંમદને બદલે સુજાઉલમુલ્કને બેસાડવો જ જોઈએ. લૉર્ડ ઑકલેંડની આ ગેરવાજબી વર્તણૂક સંબંધમાં આજે ઘણા ખરા અંગ્રેજ ઇતિહાસકારો ભારે ટીકા કરે છે. તે વખતે પણ કેટલાક રાજપુરુષોએ આ સંબંધમાં વિરોધ ઉઠાવ્યો હતો. બ્રિટિશ હિંદનો ઇતિહાસ લેખક રૉબર્ટ્સ આ સંબંધમાં લખે છે કે " આ નીતિની વિરુદ્ધ પુષ્કળ લખી શકાય તેમ છે. ન્યાયની દૃષ્ટિએ જોતાં આ નીતિનો બચાવ કોઈ પણ રીતે થઈ શકે તેમ નથી. સ્વતંત્ર રાજા તરીકે કોઈપણ રાજ્ય સાથે સંધિ કરવાનો દોસ્ત મહંમદને હક હતો, અને તેમાં પણ અંગ્રેજોએ સંધિની શરતો નાકબૂલ કરી ત્યારે જ તેણે રશિયા સાથે સંધિ કરી હતી. શાહ સુજાનું

આખું જીવન પરાજયથી પરિપૂર્ણ હતું. ઇ. સ. ૧૮૦૯માં તેને સિંહાસન પરથી હાંકી કાઢવામાં આવ્યો. ત્યાર બાદ તેણે બબ્બે વાર રાજગાદી માટે પ્રયત્નો કર્યા હતા અને તે એ બંને વખત હાર્યો હતો. અફઘાનિસ્તાનમાં કોઈ પણ તેના પર વિશ્વાસ રાખતું નહિ. આવી સ્થિતિમાં શાહસુજાને સામા પક્ષ તરીકે ગણાતા રણજિતસિંહની મદદથી કાબુલની ગાદીએ બેસાડવો એ મગજની વિકૃતિ સિવાય બીજું કંઈ હોઈ શકે નહિ." લોર્ડ ઑકલૅંડના આ દુરાગ્રહ વિરુદ્ધ લોર્ડ વેલિંગ્ટન વગેરે રાજપુરુષોએ પણ ભારે વાંધો ઉઠાવ્યો હતો. પરંતુ લોર્ડ ઑકલૅંડે કોઈનું કહેવું માન્યું નહિ. વળી રશિયાને અટકાવવા ખાતર પણ અફઘાનિસ્તાનમાં પેસવાની જરૂર નહોતી. કારણ કે લંડનના દબાણથી રશિયન સરકારે અફઘાનિસ્તાનમાંથી પોતાનો એલચી બોલાવી લીધો હતો અને આ નામોશીમાંથી છૂટવા માટે રશિયન એલચીએ આપઘાત કર્યો હતો. ઈરાન પણ ઈરાની અખાતમાંનો અંગ્રેજી હલ્લો ખાળવા માટે હેરાત છોડી ઈરાની અખાત તરફ પાછું હઠયું હતું. આમ હોવાથી અફઘાનિસ્તાનમાં પેસી એક વાજબી વારસના હક રદ કરી જે રાજાને પ્રજામાંનો એક પણ માણસ કબૂલ ન કરે તેવાને ગાદીએ બેસાડવાની તરફેણમાં એક પણ દલીલ રહેતી નથી. લોર્ડ ઑકલૅંડે કેવળ પોતાની લડાઈ કરવાની વૃત્તિ શાંત પાડવા માટે, પોતાની દંભવૃત્તિ સંતોષવા ખાતર અંગ્રેજ રાજપુરુષોની વિરુદ્ધ પડી પહેલા અફઘાન વિગ્રહની જાહેરાત કરી હતી. તેના અંતરમાં એવી વાસના ભરાઈ રહી હતી કે આખા જગતને બતાવી આપવું કે અંગ્રેજો અફઘાનિસ્તાન જેવા પહાડી મુલકને પણ વશ કરી શકે છે.

પરંતુ જે મહાશક્તિ માનવદૃષ્ટિથી અગોચર રહી જગતનું નિયંત્રણ કરી રહી છે તે તેના આ મિથ્યા દંભ તરફ જોઈ હસતી હતી.

પહેલવહેલાં તો રણજિતસિંહે પોતે લોર્ડ ઑકલૅંડની નીતિમાં પડચણ નાખી. તેણે જણાવ્યું કે મારા રાજ્યમાંથી હું અંગ્રેજ લશ્કર

જવા દેવા નહિ. આથી સિંધને માર્ગે અફઘાનિસ્તાન પર હલ્લો કરવાનું નક્કી થયું. બોલન ઘાટનો માર્ગ અંગ્રેજી લશ્કરના આગમનથી ગાજી રહ્યો. આ અન્યાયને વાજબી ઠરાવતાં બીજા અનેક અન્યાયો સામો કરવાં પડયાં. સિંધના અમીરો સાથે અંગ્રેજોને સંધિ થઈ હતી. આ સંધિ મુજબ અંગ્રેજો એમના મુલકમાં થઈ બીજા કોઇ દેશ પર હલ્લો કરી શકે તેમ ન હતું. પરંતુ આ સંધિને કાગળના ટુકડા સમાન ગણી અનાયાસે અંગ્રેજી લશ્કર સિંધમાં થઇ અફઘાનિસ્તાનમાં પેઠું. કંદહાર અને ગિઝની અંગ્રેજોએ કબજે કર્યાં. દોસ્તમહમદે કાબુલ છોડયું. ઇ. સ. ૧૮૩૯ માં નાસતા ફરતા શાહ-સુજાને સાથે લઇ અંગ્રેજ સેનાએ દમામભેર કાબુલમાં પ્રવેશ કર્યો.

આ મહાવિજયની વાર્તા લંડન પહોંચી. આ ચઢાઇના નેતા પર પુષ્પ વૃષ્ટિની માફક માનચાંદનો વરસાદ વરસવા લાગ્યો. ઓકલેંડને "લોર્ડ"ની પદવી મળી. સેનાપતિ સર જેન્કિન પીયર અને મેકનોટનને બેરોનેટના ખિતાબ મળ્યા.

પરંતુ આનંદના ધ્વનિ પુરા થતા ન થતામાં વિપત્તિનાં વાદળાં ઘેરાવા લાગ્યાં. દેશની પ્રજા જે માણસને તુચ્છકારતી હોય તે માણસ કદી પણ રાજગાદી પર લાંબો વખત રહી શકે નહિ. અને તે પણ અફઘાનિસ્તાન જેવા દેશમાં. શાહ સુજાને કાબુલની ગાદી પર રાખવો હોય તો અંગ્રેજી લશ્કરે કાબુલ રહેવું જ જોઈએ અને એવી રીતે કાબુલમાં અંગ્રેજી લશ્કર રાખવાનું ખર્ચ પુષ્કળ આવે. આ તરફ દોસ્ત મહંમદ શરણે આવ્યો. અને ઇ. સ. ૧૮૪૦માં તેને નજર કેદી રૂપે કલકત્તા આણવામાં આવ્યો. તેના પ્રત્યે અંગ્રેજોએ માનની લાગણી દર્શાવી હતી એ તો અંગ્રેજોને ન્યાય આપવા ખાતર જણાવવું જ જોઇએ.

ધીમે ધીમે દેશમાં સર્વત્ર બંડો ઉઠયાં. "કાબુલમાં રહેતા કેટલાક અંગ્રેજ અમલદારોની લફંગાઇથી કાબુલવાસીઓ ઉશ્કેરાઈ ગયા."[1] એકાએક એક દિવસ ઉશ્કેરાઈ ગએલી જનતા બળવાની

---

૧. Roberts

અગ્નિમૂર્તિ ધારણ કરી ઉઠી એક ટોળું અન્ર્મના મગન માર એકત્ર થયું મકાનમાં પેઠું અને બર્ન્સને બહાર ઘસડી આણી તેના ટુકડે ટુકડા કરવા લાગ્યું. જોતજોતામા ચોમેર બળવો ફાટી નીકળ્યો. અંગ્રેજ સેનાનો પાછા ફરવાનો માર્ગ પણ ઘેરાઇ ગયો. કાબુલમાં ઘેરાઇ ભૂખ્યા મરવું પડે એવા ભયથી ઉન્વરે મેકનોટને સંધિની વાત છેડી દોસ્ત મહંમદને છોડી મૂકવામાં આવશે અને શાહસુજાને પાછો લેઈ જવામા આવશે. તેના બદલામાં દોસ્ત મહંમદનો પુત્ર અકબરખાને અંગ્રેજોને સરહદ સુધી સુરક્ષિત પહોચાડવા એવા સદેશા શરુ થયા. પરંતુ આ શરતો અમલમા મુકાય તે પહેલા મેકનોટનનું ખૂન થયું

ઉવરે તોપો અને સરસામાન કાબુલમા મૂકી, દૈવ અને અકબરખાનના ઉપર આધાર રાખી, ૧૬૦૦૦નુ અંગ્રેજ સૈન્ય કાબુલ છોડી હિંદ તરફ જવા નીકળ્યું. રસ્તામાં વૈરવૃત્તિથી સળગી રહેલી ટોળીઓ છુપાઈ રહી હતી. તેમના હાથમાથી અંગ્રેજોને બચાવી લેવા જેટલી તાકાત અકબરખાનમા ન હતી. સમગ્ર જગતના ઇતિહાસમાં કદાચ આવુ ભયંકર પ્રત્યાવર્તન બન્યું નથી. એક અઠવાડિઆમા તો આ ૧૬૦૦૦ ના સૈન્યમાથી ડૉ બ્રાઇડોન સિવાય બીજું કોઈ બચ્યું નહિ અને તે પણ લોહીથી ગંગાઇ ગએલા શરીરે માંડમાંડ જલાલાબાદ જઈ પહોચ્યો હતો બાકીનું બધું સૈન્ય કાબુલના કુગરાળ રસ્તામાં પોતાના જીવનનું બલિદાન આપી લોર્ડ ઓકલેંડના હઠાગ્રહના પ્રાયશ્ચિત રૂપ બન્યું.

લોર્ડ ઓકલેંડ પછી લોર્ડ એલેનબરો હિંદનો ગવર્નર-જનરલ થયો. તેણે હિંદમાં પગ મૂકયો ત્યારે જલાલાબાદ, ગિજની અને હેરાતમાં અંગ્રેજ સેનાપતિઓ ઘેરાઈ ગએલી સ્થિતિમાં દહાડા ગણી રહ્યા હતા તેઓ પરસ્પર એકત્ર થવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા. ઉવરે સેલ અને પોલોક અપાર બહાદુરી દર્શાવી ફરીથી કાબુલમા પેઠા અને નોટ ગિજની શહેરને સ્મશાન ભૂમિ બનાવી પોતાના સોબતીઓને

કાબુલ જઈ મળ્યો. બાલાહિસારમાં વળી બ્રિટિશ પતાકા ફરફરવા લાગી. વૈરવૃત્તિમાં અંધ બની લોર્ડ એલેનબરોએ હુકમ આપ્યો કે મહમુદ ગિજનીની કબરનાં કમાડ હિંદમાં ઉપાડી લાવવાં. કારણ કે તેની એવી ધારણા હતી કે ઇ. સ. ૧૦૨૪ માં મહમુદ ગિજનીએ સોમનાથ પર ચઢાઇ કરી ત્યારે એ કમાડ તે ગિજની ઉઠાવી ગયો હતો. અંગ્રેજ બંદીવાનોને છોડાવી પાછા ફરતી વેળા અંગ્રેજ સૈનિકોએ પોતાના મરણ પામેલા મિત્રોના ખૂનનો બદલો લેવા માટે કાબુલનું બજાર તોપો વડે ઉડાડી દીધું. અંગ્રેજ સૈન્ય વિજયી બની હિંદ પાછું આવ્યું. લોર્ડ એલેનબરોએ તેમના સત્કાર ભાષણમાં કહ્યું કે " આપણા વિજયી સૈન્યે સોમનાથના મંદિરના દરવાજાનાં કમાડ હિંદમાં પાછાં આણ્યાં છે. મહમુદની કબર આજે સૂની નજરે ગિજનીનાં ખંડેરો તરફ જોઈ રહી છે. ૮૦૦ વર્ષના અપમાનનો બદલો આજે લેવામાં આવ્યો છે." એક અંગ્રેજ રાજપુરુષે આ અભિમાન ભરી ઉક્તિની સમાલોચના કરતાં કહ્યું છે કે " મુસલમાનો અકસ્માત આ આશ્ચર્યકારક ઉક્તિ સાંભળી શરમ અને અપમાનથી માથું નીચું કરી બેઠા; હિંદુઓ તો તે વખતે તેઓનો ઇતિહાસ વિસરી બેઠા હતા. પરંતુ સર્વથી નિષ્ઠુર બન્યા ઇતિહાસકારો. તેઓએ સાબીત કરી આપ્યું કે મહમુદ ગિજનીના મરણ પછી ઘણે વરસે કદાચ અગિઆરમી સદી પછી આ કમાડ ઘડાયાં હતાં." પરંતુ અમે તો એનોજ વિચાર કરીએ છીએ કે કોના અપમાનનો બદલો કોણે લીધો ?

ચાર

## આંતર્કલહની સરુઆત અને શેર અલીખાન

પહેલા અફઘાન વિગ્રહને પરિણામે એટલું તો સ્પષ્ટ થયું અફઘાનિસ્તાનમાં એક ખૂબ મજબૂત અને શક્તિશાળી અમીર નહિ હોય તો અફઘાન પ્રજાનું કલ્યાણ થવાનું નથી તેમ અંગ્રેજોનું પણ કલ્યાણ થવાનું નથી. આથી અંગ્રેજોની પુરેપુરી મરજીથી દોસ્ત મહંમદખાન ફરીથી કાબુલના સિંહાસન પર બેઠો. તેના અમલ દરમિયાન ફરીથી ત્યાં કામચલાઉ શાંતિ સ્થપાઇ. ઇ. સ. ૧૯૬૨ માં ગુલામ હૈદર નામના એક પ્રસિદ્ધ સરદારને એલચી તરીકે હિંદમાં મોકલવામાં આવ્યો. તે વખતના ગવર્નર જનરલ લોર્ડ લોરેન્સે તેને ભારે માન આપ્યું.

પરંતુ દોસ્ત મહંમદખાનના મરણ પછી કાબુલની રાજગાદીના વારસા માટે ભયંકર આંતર્કલહ શરૂ થયો. ઇ. સ. ૧૮૬૩ માં દોસ્ત મહંમદ મરણ પામ્યો; તેને સોળ પુત્રો હતા. દોસ્ત મહમદે પોતાની હયાતીમાં પોતાના મોટા દીકરા અફજલખાનને કંદહારનો સુબો બનાવ્યો હતો. પરંતુ તેનો વહાલો દીકરો શેરઅલ્લીખાન તેની પાસે રહેતો. પિતાના મરણ પછી અમાત્ય વર્ગની મદદથી શેરઅલ્લીએ પોતાને અમીર તરીકે જાહેર કર્યો. આ વખતે અફઘાનિસ્તાનના ઇતિહાસમાં રાજગાદીના લોભથી જે ખૂનરેજી થઇ તેનો ઇતિહાસ અફઘાનિસ્તાનના સમગ્ર ઇતિહાસમાં કાળા કલંકરૂપ છે. શેરઅલ્લીએ પોતાની ગાદી સુરક્ષિત રાખવા માટે પોતાના કેટલાક ભાઇઓનાં ખૂન કર્યાં અને કેટલાકની સત્તા ઓછી કરવા માટે પ્રયત્નો કર્યા. આને પરિણામે અફઘાનિસ્તાનમાં સહેજ હોલવાઇ ગએલો અગ્નિ વળી પ્રચંડ

તેજથી સળગી ઉઠયો. ઠેર ઠેર બંડની જ્વાલા પ્રજ્વલિત થવા લાગી. અફઘાનિસ્તાન એકાદ ઉછળતા પાણીની કડાઈ હોય અને તેમાં સર્વદા પાણી ઉછળ્યા કરતું હોય એવી રીતે ત્યાં સર્વત્ર ઝંઝાવાત ફૂંકાવા લાગ્યા.

કંદહારમાં બેઠો બેઠો અફઝલખાન પોતાના ભાઈની આ મદમત્તતા નિહાળી શકયો નહિ. ટુંક વખતમાં શેરઅલ્લી અને અફઝલ વચ્ચે યુદ્ધ જામ્યું. અફઝલખાને પોતાના લાયક પુત્ર અબ્દુરરહેમાન ખાનની મદદથી ઇ. સ. ૧૮૬૬ માં શેરઅલ્લીને કાબુલમાંથી હાંકી કાઢયો. કાબુલ છોડી શેરઅલ્લીખાન કંદહાર જઈ રહ્યો. બીજે વરસે તેને ત્યાંથી પણ હાંકી કાઢવામાં આવ્યો અને છેવટે તે છેલ્લા આશ્રય રૂપ હેરાતમાં જઈ રહ્યો. પરંતુ એ દરમિયાન ઇ. સ. ૧૮૬૭ ના ઑકટોબર માસમાં અફઝલખાન મરણ પામ્યો. મોટા દીકરા તરીકે રાજગાદી પર અબ્દુરરહેમાનનો હક્ક હતો પરંતુ પોતાના ભાઇ આજિમખાનની તરફેણમાં તેણે રાજગાદી પરનો પોતાનો હક્ક જતો કર્યો. આથી આજિમખાન કાબુલના તખ્ત પર બેઠો.

પરંતુ શેરઅલ્લી હાર્યા પછી નિશ્ચિંત થઈ બેઠો ન હતો. ઇ. સ. ૧૮૬૮ ના એપ્રિલ માસમાં શેરઅલ્લીના પુત્ર યાકુબખાને ફરીથી કંદહાર જીત્યું અને ત્યારબાદ થોડે માસે શેરઅલ્લીએ કાબુલ પર હુમલો કર્યો. એજ વર્ષના સપ્ટેમ્બર માસમાં શેરઅલ્લીએ કાબુલ જીતી લીધું અને અબ્દુરરહેમાન અને આજિમખાનને અફઘાનિસ્તાન છોડી ઇરાનનો આશ્રય લેવો પડયો. ઇરાને આ બંને હારેલા સરદારોનો સત્કાર કર્યો પરંતુ ચતુર અબ્દુરરહેમાનખાન સમજી ગયો કે અહીં રહેવાથી મારો હેતુ પાર પડે તેમ નથી. કારણ કે ઇરાન પોતે બીજાની મદદ માગતું હોય ત્યાં તે તેને મદદ કઇ રીતે આપી શકે? આવા વિચારથી પ્રેરાઈ અબ્દુરરહેમાન તાસ્કંદ જઈ રહ્યો અને રશિયન સરકારની મદદ માટે પ્રયત્ન કરવા લાગ્યો. રશિયન સરકાર પણ એક હાર પામેલા છતાં શક્તિ-

શાળી અફઘાન યુવરાજને પોતાને શરણે આવેલો જોઈ બહુ ખુશ અને તેણે તેને રાજ્યાતિથિ તરીકે આદરમાનપૂર્વક ગણ્યો. મશ તહેરાન જતાં હતભાગી આઝિમખાન રસ્તામાજ અકાળ મોતે મું આ રીતે સ્વદેશમાંથી દેશનિકાલ થઈ, પારકાની કૃપા પર રહી અબ્ રહેમાનખાનનું ચિત્ત અફઘાનિસ્તાન તરફ મંડાઇ રહ્યું. દૂર તારકંદ બેઠો બેઠો આ અફઘાન મુસાફર વિચારતો હતો કે કઇ રીતે અફ નિસ્તાનમા પ્રવેશ કરવો અને કઈ રીતે પોતાની જાતિમાં સર્વો પદ પ્રાપ્ત કરવુ.

પાંચ

## બીજો અફઘાન વિગ્રહ અને બ્રિટિશ રાજનીતિ

શેરઅલ્લી ગાદીએ બેઠા પછી પ્રબળ પ્રતાપે રાજ્ય ચલાવવા લાગ્યો. અફઘાન ટોળીઓ સ્વાભાવિક રીતે જ દુર્બળ રાજકર્તાના આદરમાન કરતાં પ્રબળ રાજકર્તાના મારને વધારે ચાહે છે. આથી શેરઅલ્લીના અમલ તળે ફરીથી તે ટોળીઓ કલહકકાસ છોડી શાંત મૂર્ત્તિ ધારણ કરવાના પ્રયત્નો કરવા લાગી

આ દરમિયાન અંગ્રેજો જેમ અસંસ્કૃત પૂર્વ પ્રદેશને સંસ્કૃત બનાવવાનું મહાવ્રત ધારણ કરી રાજ્ય વધારવાનું પુણ્યકાર્ય કરી રહ્યા હતા તેમ રશિયા પણ ખિવા અને બોખારા કબજે કરી ધીમે ધીમે અસંસ્કૃત એશિયાને સંસ્કૃત બનાવવાનો બોજો પોતાના પર લેવાનું પુણ્યકાર્ય હાથ પર લેવાનો પ્રયત્ન કરી રહ્યું હતું. ધીમે ધીમે તાસ્કંદ,

સમરકંદ વગેરે રશિયા સાથે ભળી ગયાં. ઇ. સ. ૧૮૬૭ માં રશિયન જનરલ કાફમેન તુર્કસ્તાનનો મુખ્ય સત્તાધારી બની આવ્યો.

અંગ્રેજ રાજપુરુષો રશિયાની આ હિલચાલને સારી નજરે જોતા નહોતા. રશિયા હિંદ પર ચઢાઈ કરવા માગે છે અને તે માટે જ તે જેમ બને તેમ પોતાની સરહદ હિંદની સરહદ સમીપ લાવવા માગે છે આ બાબત અંગ્રેજ રાજપુરુષોની ચર્ચાનો મુખ્ય વિષય બની પડયો.

આ ખાતર અફ્ઘાનિસ્તાન સાથે મિત્રતાનું બંધન મજબૂત બનાવવું અને હિંદની સરહદને હતી તેના કરતાં વધારે સુરક્ષિત બનાવવી એ બે બાબતો તરફ અંગ્રેજોનું ધ્યાન એકાગ્ર થયું. ઇ. સ. ૧૮૬૮માં બ્રિટિશ સરકાર તરફથી લૉર્ડ લોરેન્સે અમીર શેરઅલ્લીને પુષ્કળ હથિયારો અને નવ લાખ રૂપીઆ ઇનામ તરીકે મોકલ્યા.

બીજે વર્ષે લૉર્ડ લોરેન્સનો અમલ પુરો થયો. તેની જગાએ લાર્ડ મેયો આવ્યો. લૉર્ડ લોરેન્સે પોતે હિંદ છોડે તે પહેલાં અંબાલામાં શેરઅલ્લી સાથે મુલાકાત કરવાનું ધાર્યું હતું અને એ મુલાકાત દરમિયાન અફ્ઘાન પ્રશ્ન પર પાકો નિશ્ચય કરવાનો વિચાર કર્યો હતો. એ પ્રમાણે અંબાલામાં શેરઅલ્લી અને લૉર્ડ લોરેન્સની મુલાકાત માટે તૈયારી પણ થઇ ચૂકી હતી. પરંતુ અફ્ઘાન સરહદ ઓળંગી અંબાલા આવતાં શેરઅલ્લીને વાર લાગી. પરિણામે તેની લૉર્ડ લોરેન્સ સાથે મુલાકાત થઈ શકી નહિ. લૉર્ડ લોરેન્સને બદલે લૉર્ડ મેયોએ અંબાલામાં શેરઅલ્લીને આવકાર આપ્યો. શેરઅલ્લી બ્રિટિશ સરકાર સાથે સંધિ કરવા આતુર હતો. પરંતુ તેની શરતો લોર્ડ મેયોએ સ્વીકારી નહિ. શેરઅલ્લી બ્રિટિશ સરકાર પાસેથી વાર્ષિક અમુક રકમ, જરૂર પડે ત્યારે સૈન્ય ને હથિયારોની મદદ તથા પોતાનો વંશ અગર પોતાની રાજગાદી વિપત્તિમાં આવી પડે ત્યારે બ્રિટિશ સરકાર મદદ કરે એવી શરતે બ્રિટિશ મિત્રતા જારી રાખવા માગતો હતો. વળી પોતાની પછી તેના જ્યેષ્ઠ પુત્ર યાકુબખાનને બદલે સૌથી નાના

પુત્ર અબદુલ્લા જાનને અમીર તરીકે કબુલ કરાવવા ઇચ્છતો હતો. પરંતુ લોર્ડ મેયો આ બાબતમાં બંધાઇ જવા માગતો નહોતો. અવશ્ય તેણે મોઢેથી તો જણાવ્યું કે જ્યારે જરૂર પડશે ત્યારે લશ્કર અને હથિયારની મદદ મળશે તો પણ કોઈ પણ જાતની સંધિ કરવા તે તત્પર ન હતો. આવી રીતે ચતુર બ્રિટિશ રાજપુરુષો સંધિ કર્યા વગર શેરઅલ્લીની મિત્રતા જાળવી રાખવા પ્રયત્નો કરતા હતા.

છતાં શેરઅલ્લીના સત્કાર માટે એટલી વિશાળ તૈયારીઓ કરવામાં આવી હતી, લોર્ડ મેયોએ તેની સાથે એવું સારું વર્તન ચલાવ્યું હતું કે તે ખુશ થઇ ગયો. અને અફઘાનિસ્તાનમાં પગ મૂકતાં જ લોર્ડ મેયોના ઉપદેશ પ્રમાણે રાજ્યપદ્ધતિ ચલાવવા તૈયાર થયો. લૉર્ડ મેયોનો તેના પર એટલો બધો પ્રભાવ પડયો હતો કે અંગ્રેજ પદ્ધતિ મુજબ કારભાર ચલાવવાનો તેણે નિશ્ચય કર્યો; તે એટલે સુધી કે કાબુલના મોચીઓને પણ એવા હુકમો આપવામાં આવ્યા કે હવે પછી તમારે અંગ્રેજી ફેશન મુજબ જોડા સીવવા. આવી જાતનો પરદેશી પ્રભાવ ત્યારબાદ કેવળ અમાનુલ્લાના પર પડયો હતો.

પરંતુ વૉઇસરાયનો ઓદ્ધો સ્વીકાર્યા પછી ત્રણેક વર્ષે લૉર્ડ મેયો અંદામાન બેટમાં દેશનિકાલ થએલા કેદીઓની સ્થિતિ જોવા ગયો. બધું તપાસ્યા બાદ જેવો તે સ્ટીમર પર ચઢવા જતો હતો તે દરમિયાન એક પઠાણે આવી તેનું ખૂન કર્યું.

લૉર્ડ મેયો પછી લૉર્ડ નૉર્થબ્રુક આવ્યો. અત્યાર સુધીમાં શેરઅલ્લીના દિલમાં બ્રિટિશો પ્રત્યેનો જે પ્રેમ જમા થઇ રહ્યો હતો તે રફતે રફતે ઓછો થતો જતો હતો. લૉર્ડ નૉર્થબ્રુકના સમયમાં શેરઅલ્લીએ જાહેર કર્યું કે યાકુબખાનને બદલે અબ્દુલ્લાજાન અફઘાનિસ્તાનનો ભાવિ અમીર બનશે. અંગ્રેજો યાકુબખાનને શેરઅલ્લી પછી અમીર તરીકે આવેલો જોવા ઇચ્છતા હતા. યાકુબખાન છૂટો હોય તો વળી રાજગાદી માટે તકરાર થાય એમ ધારી શેરઅલ્લીએ તેને કેદ કર્યો.

આથી લૉર્ડ નૉર્થબ્રુકે શેરઅલીના આ કાર્યનો વિરોધ કરતો એક પત્ર લખ્યો

આ પછી શા બનાવો બન્યા તેનું વર્ણન કરતા પહેલાં અફઘાનિસ્તાન સંબંધમા બ્રિટિશ રાજનીતિ શી હતી તે તપાસવાની જરૂર છે. અંગ્રેજોએ હિંદને કબજે કર્યા પછી જોયુ હતુ કે અફઘાનિસ્તાન જેવા પાડોશી રાજ્યને સંયમમા રાખવામા નહિ આવે તો બ્રિટિશ હિંદનુ કલ્યાણ થવાનુ નથી. અફઘાનિસ્તાનની ભૌગોલિક સ્થિતિ અને અફઘાન જાતિની બહાદુરી તથા સાહસિક ઉન્મત્તતા બ્રિટિશ હિંદની શાંતિમા ખલેલ પહોંચાડશેજ એવો અંગ્રેજોએ નિશ્ચિત સિદ્ધાંત બાંધ્યો હતો પરંતુ આ સિદ્ધાંત મુજબ કામ કરવા જતાં અંગ્રેજ રાજપુરુષો ભૂલી જતા હતા કે અફઘાનિસ્તાન પણ ઇંગ્લાંડ જેવુજ સ્વતંત્ર રાજ્ય છે

અંગ્રેજોને અગવડ પડે એ ખાતર અફઘાનિસ્તાને પોતાની સ્વતંત્રતા ઓછી કરવી અને ઓછી ન કરવામા આવે તો લડાઇ કરી તેને તાબે કરવું એ તે સમયની અંગ્રેજોની અફઘાનિસ્તાન પ્રત્યેની નીતિ હતી જો કે ઘણા અંગ્રેજ રાજપુરુષોએ આ નીતિનો વિરોધ કર્યો હતો, પરંતુ એ વિરોધ અરણ્યરુદન સમાન નીવડ્યો હતો અંગ્રેજ રાજનીતિજ્ઞ સર જેમ્સ સ્ટીફન કહે છે કે "કાબુલનો અમીર અગર તો ખિલાતનો ખાન કોઇ પણ રીતે બ્રિટિશોને તાબે છે એમ ન જ કહેવાય છતા તેમની સાથે એવી વર્તણૂક ચલાવવી કે જેથી તેઓ સમજે કે અમારી અવસ્થા અંગ્રેજો કરતા હલકી છે અને એવી હલકી સ્થિતિમા એવુ કોઇ પણ કાર્ય સ્વતંત્ર રીતે કરવા દેવામા નહિ આવે કે જેથી અંગ્રેજોની સ્થિતિ કફોડી થઇ પડે. આ જાતિઓની સાથે સબંધ જોડતી વખતે એ ધ્યાનમાં રાખવાનું છે કે આપણે અત્યંત શક્તિમાન અને સુધરેલી પ્રજા છીએ અને તેઓ દુર્બલ અને અર્ધ જંગલી જાતો છે." [1]

[1] Chiefs like the Amir of Kabul and the Khan of Kelat, through not dependent upon us in the sense of

એક સ્વતંત્ર જાતિ માટે આવી હલકટ ઉક્તિ અને સ્વાર્થ સિદ્ધિ માટે બીજી જાતિને આવી હલકી નજરે જોવાની વૃત્તિ કેવળ પાશ્ચાત્ય સામ્રાજ્ય લોભી જાતિને જ શોભે સર સ્ટીફનની ઉક્તિમાં બ્રિટિશાની અફઘાન નીતિના બધા મૂળ સૂત્રો ગુંથાએલા છે અને એના પૃથક્કરણની કંઈ જરૂર નથી

અત્યાર સુધી અફઘાનિસ્તાનમા બીન સરકારી રીતે અંગ્રેજ એલચી તરીકે એક મુસલમાનની નીમણુક કરવામા આવતી પરતુ તે વખતના હિંદી વજીર લૉર્ડ મેલિસબરી એ નક્કી કર્યું કે અફઘાનસ્તાનમા એક અગ્રેજને એલચી તરીકે મૂકવો જોઈએ અને તેને માટે કાબુલમાં બ્રિટિશ રેસિડેન્સિ ઉભી કરવી જોઇએ લૉર્ડ સેલિસબરિના મત મુજબ રશિયાના હુમ્લાથી બ્રિટિશ હિંદને બચાવવુ હોય તો કાબુલમા બ્રિટિશ રેસિડેન્ટની નીમણુક અવશ્યની થઇ પડવી જોઈએ પરતુ ખરી વાત એ હતી કે શેરઅલીએ હજુ સુધી રશિયા તરફ તલમાત્ર પક્ષપાત બતાવ્યો ન હતો તે વખતે શેરઅલીને રશિયા સાથે મિત્રતા સ્થાપવાના કોઈ પણ કાવતરા સાથે જોડી શકાય તેમ ન હતુ, ઉલટો તે કેટલીક બાબતમા રશિયાનો વિરોધ કરતો હતો. હિંદી વજીરનો ઠરાવ જાણી ગવર્નર જનરલ લૉર્ડ નોથબ્રુકે પોતે લખી જણાવ્યુ કે ' અમીર સબધમા આપ જે સંદેહ રાખો છો

any definite duties or allegiance to the Queen, must be dealt with on the understanding that they occupy a distinctly inferior position, their inferiority consisting mainly in this, that they are not to be permitted to follow a course of policy which exposes us to danger . Relations with these states are all determined by the fact that we are excedingly powerful and highly civilized, and that they are comporatively week and half-barbarous. "

તેમાં હું આપની સાથે એકમત થઇ શકતો નથી. આપનો સંદેહ પાયા વગરનો છે." પરંતુ ચતુર માણસો ઘણી વેળા સંદેહનું કારણ ન હોય છતાં સગવડ ખાતર સંદેહને સરજાવે છે. આ વખતે પણ તેમજ બન્યું. લોર્ડ સેલિસબરિનો સંદેહ એટલો બધો ગાઢ બની ગયો હતો કે તે કારણથી અગર તો બીજાં કોઈ પણ કારણથી લોર્ડ નોર્થબ્રુકને રાજીનામું આપવું પડયું. લોર્ડ નોર્થબ્રુકની જગાએ પ્રખ્યાત અંગ્રેજ નવલકથાકાર બુલવર લિટનનો પુત્ર લોર્ડ લિટન આવ્યો.

લૉર્ડ લિટન અફ્ઘાનિસ્તાનમાં બ્રિટિશ રેસિડેન્ટ મૂકવો એવો નિશ્ચય કરીને જ હિંદમાં આવ્યો હતો. તે નવેસરથી શેરઅલ્લી સાથે સુલેહના સંદેશા ચલાવવા લાગ્યો. શેરઅલ્લી જો હેરાતમાં અંગ્રેજ એલચીને સ્થાયીભાવે રહેવા દે તો જ અંગ્રેજો તેની શરતો માન્ય રાખે એવો અંગ્રેજોએ આગ્રહ કર્યો. પરંતુ શેરઅલ્લી આ શરત કબૂલ રાખી શકયો નહિ. સ્વતંત્ર રાજા તરીકે આ શરત કબૂલ રાખવી કે નહિ એ બાબતમાં અમીરને સંપૂર્ણ અધિકાર હતો. પરંતુ લૉર્ડ લિટન આથી સંતોષ પામ્યો નહિ. તેણે શેરઅલ્લીને લખી મોકલ્યું કે અફ્ઘાન દરબારમાં એક બ્રિટિશ મિશન મોકલવામાં આવશે. જો કે મિશન મોકલવા જેવો કોઇ પણ બનાવ હજી સુધીમાં બન્યો નહોતો. પરંતુ બનાવ ઉપજાવી કાઢતાં શી વાર! ઈંડલાંડનાં રાણી મહારાણી બન્યાં અને તેમણે કૈસરે હિંદનો ખિતાબ ધારણ કર્યો એ વાત જાહેર કરવા માટે અંગ્રેજોનું મિશન કાબુલમાં આવશે એવું લોર્ડ લિટને શેરઅલ્લીને લખી મોકલ્યું; આ લખાણ વાંચી શેર-અલ્લીએ વિનયપૂર્વક લખી જણાવ્યું કે આ વસ્તુ જાહેર કરવા માટે અંગ્રેજ મિશનને ઠેઠ કાબુલ સુધી આવવાની કંઇ જરૂર નથી. પરંતુ ખરી વાત એ હતી કે શેરઅલ્લી અમીર તરીકે જે કંઇ કરે તે અફ્-ઘાન પ્રજા માની લેવા તૈયાર નહોતી. અફ્ઘાનિસ્તાનની પ્રજા જેવી સ્વતંત્રતાપ્રિય જાતિ જગતમાં થોડી જ છે. એ વાત શેરઅલ્લી

બહુ સારી રીતે સમજતો હતો. તે જાણતો હતો કે અંગ્રેજ મિશન આવતાં જ અજ્ઞાન પ્રજા કદાચ એમ સમજશે કે દાળમાં કંઇ કાળું છે ખરું ! અને આ માન્યતાને લીધે ઉશ્કેરાએલી પ્રજાને શાંત પાડવાનું કામ ભારે મુશ્કેલ બનશે. કદાચ મિશનના સભાસદોની જિંદગી પણ ભયમાં આવી પડશે. વળી આ કારણ સબબ રશિયનોને પણ અફઘાનિસ્તાનમાં પેસવા દીધા નહોતા, તો પછી બ્રિટશોને શા માટે પેસવા દેવામાં આવે ?

શેરઅલ્લીની આ માગણી કબૂલ ન કરવાની વૃત્તિમાં લોડ લિટનને અભિમાન અને તિરસ્કાર જણાયાં. જો કે સર વિલિયમ મૂર, સર હેનરી નોર્મન અને સર આર્થર હબ્હાઉસે તેની આ ધારણા ભૂલભરેલી છે એમ જાહેર કર્યું. આ ત્રણે જણાના મત-મુજબ શેરઅલ્લીએ આ માગણી નાકબૂલ કરી કદાચ પોતાને નુકસાન કર્યું હોય પણ તેમાં કંઈ ગેરવાજબી કર્યું હોય એમ લાગ્યું ન હતું.

પરંતુ લોર્ડ લિટને શેરઅલ્લીની આ માગણી કબૂલ ન કરવાની વૃત્તિને બહુ જ ગેરવાજબી માની લીધી. એ દરમિયાન એક બીજો બનાવ બન્યો. ક્વેટા એ અફઘાનિસ્તાનમાં પ્રવેશ કરવા માટે અગત્યનું મથક છે. ક્વેટા આગળથી બોલન ઘાટ મારફતે અફઘાનિસ્તાનમાં સહેલાઇથી પ્રવેશ કરી શકાય છે. ઇ. સ. ૧૮૮૬માં ખિલાતના ખાન સાથે અંગ્રેજોને સંધિ થઇ. તે સંધિ મુજબ અંગ્રેજોને ક્વેટામાં લશ્કર રાખવાની છૂટ મળી. આ સમાચાર મળતાં જ શેરઅલ્લીને સ્વાભાવિક રીતે ચટપટી થઇ અને બોલનઘાટ મારફત અંગ્રેજોનું સૈન્ય એક ક્ષણમાં કંદહાર આવી પહોંચે એ બાબતમાં હવે તેને કોઇપણ જાતનો સંદેહ રહ્યો નહિ. કારણ કે પહેલા અફઘાન વિગ્રહ વખતે એમ જ બન્યું હતું,

ઇ. સ. ૧૮૭૭માં ફરીથી સંધિની વાતચીત ચલાવવા શેર-

અલ્લીનો લાયક મંત્રી સૈયદ નૂરમહંમદ પેશાવર આવ્યો. પરંતુ લોર્ડ લિટને પોતાની દરખાસ્તમાં કંઇ ફેરફાર કર્યો નહિ સૈયદ નૂરમહંમદની કોઇપણ દલીલો તેણે ધ્યાનમાં લીધી નહિ જ્યાંસુધી અફઘાનિસ્તાનમાં બ્રિટિશ ઓફિસર રાખવાની જવાબદારી અફઘાન અમીર માથે ન લે ત્યાંસુધી કોઇપણ જાતના સંદેશા ચલાવવાનો અવકાશ નથી એમ લોર્ડ લિટને નૂરમહમદને સ્પષ્ટ જણાવી દીધું એ વખતે નૂરમહમદે જે દલીલો રજૂ કરી હતી તે પરથી અફઘાન જાતિ અને અફઘાન રાજનીતિ વિષે સ્પષ્ટ ધારણા બધાય તેમ હતુ. અફઘાનિસ્તાનમાં કોઈપણ બ્રિટિશ અમલદાર શા માટે રહી શકે નહિ તેના કારણો દર્શાવતા નૂરમહમદે જણાવ્યુ કે "બ્રિટિશ સરકાર શક્તિવાળી છે અને કદાચ તેની સામે ટકી શકવા જેટલી તાકાત અફઘાન મરદાનમાં નથી પરંતુ અફઘાન જાતિમાં સ્વાધીનતાની ધગશ એટલી બધી છે, વ્યક્તિગત સન્માન અને સ્વતંત્રતાને તેઓ જીવનના કરતા પણ એટલા વધારે કીંમતી માને છે કે જો કોઈપણ ક્ષણે તેને ખબર પડે કે અમારા કારભાર ઉપર વિદેશી લોકોનો થોડો ઘણો પ્રભાવ છે તો અમીરને પોતાની રાજગાદી જાળવી રાખવાનુ પણ કઠણ થઇ પડે અફઘાનો સુધરેલા યુરોપિયનોથી સદા ભડકતા રહે છે અને તેઓના કોઇપણ કાર્યમાં તેમને વિશ્વાસ નથી " પછીના કાળમાં એટલુ જ નહિ પણ અમીર અબ્દુલ રહેમાન પણ બ્રિટિશ ઓફિસર રાખવાની બાબતમાં અંગ્રેજોને એક તલ ભાર સગવડ આપવા રાજી નહોતો પેશાવરની આ વ્યર્થ સંધિની ચર્ચા કરતા નૂરમહંમદે કહ્યુ હતુ કે "અમે તમારો અવિશ્વાસ રાખીએ છીએ, અને અમને શક છે કે તમારી સાથે ઓળખાણ થતા તમે અમારી બાબતો એવા રૂપમાં જગતને જણાવશો કે પછીના વખતમાં તે જ અમારી વિરુદ્ધની ફરિયાદ તરીકે આગળ લાવવામાં આવશે." પેશાવરના સંદેશા તૂટી પડયા નૂરમહંમદ નિષ્ફળ નીવડી અફઘાનિસ્તાન પાછો ગયો.

મંડળે ઠરાવ કર્યો કે અમીર પાસે છેવટનું કહેણુ મોકલવું. તેમાં તેને જણાવવું કે ૨૦ મી નવેંબર સુધીમાં બ્રિટિશ શરતો માન્ય રાખી મિશનને નહિ સ્વીકારવામાં આવે અને મિશનને પાછું વાળવાનાં યોગ્ય કારણો નહિ બતાવવામાં આવે તો ૨૦ મી નવેંબર પછી બ્રિટિશ સરકાર અફઘાન સરકાર સામે લડાઈ જાહેર કરશે.

૨૦ મી નવેંબર પસાર થઈ પરંતુ કાબુલથી જવાબ ન આવ્યો. ૨૧ મી નવેંબરે લોર્ડ લિટને લડાઇ જાહેર કરી. ૩૦ મી નવેંબરે ૧૯ મી નવેંબરની તારીખનો એક પત્ર અફઘાન સરકાર પાસેથી આવ્યો. તેમાં મિશનને સ્વીકારવામાં આવ્યું પણ તેમાં મિશનને પાછું વાળવાનાં કોઈ પણ જાતના કારણો દર્શાવવામાં આવ્યાં નહોતાં. આથી બ્રિટિશ અને અફઘાન વચ્ચે યુદ્ધ જામ્યું. આ વિગ્રહ બીજા અફઘાન વિગ્રહ તરીકે પ્રસિદ્ધ છે. આ તરફ જે દિવસે બ્રિટિશ સૈન્ય આગળ વધવા લાગ્યું તે જ દિવસે ઇંગ્લાંડને તે વખતનો પ્રખ્યાત રાજદ્વારી ગ્લેડસ્ટન પહેલા અફઘાન વિગ્રહને યાદ કરી બોલ્યો હતો કે "ઇ. સ. ૧૮૩૮ માં આપણે અફઘાનિસ્તાન સાથે લડાઈ જાહેર કરવામાં ભૂલ કરી હતી. ભૂલ કરવી એ મનુષ્યધર્મ છે અને તે ક્ષમ્ય ગણાવો જોઈએ; પરંતુ એ એકજ બાબતમાં, એકજ રીતે આપણે આ બીજી ભૂલ કરવા તૈયાર થયા છીએ. બધી જાતની દલીલો, તર્ક અને પ્રમાણ વિરુદ્ધ ઇરાદાપૂર્વક ફરીથી ભૂલ કરવામાં આવે છે. કહેવત છે કે ઇતિહાસના બનાવો વારંવાર એક જ રૂપમાં ફરી ફરીને બને છે. ઇશ્વર કરે ને એ વાત સાચી ન પડે. ઇ. સ. ૧૮૪૧ માં જે મહા દુર્ભાગ્યમાં આપણું સૈન્ય ગરક થઇ ગયું હતું રખે ને એ દુર્ભાગ્યમાં આપણને ફરી પસાર થવું પડે!"

અફઘાનિસ્તાન પર ત્રણ દિશામાંથી મહા આડંબરપૂર્વક હલ્લા કરવામાં આવ્યા. એક બાજુથી સર સેમ્યુઅલ બ્રાઉન ખાઇબરઘાટમાં થઈ અલ્લી મસ્જિદ જીતી જલાલાબાદ તરફ આગળ વધ્યો. મેજર

જનરલ, પછીથી લોર્ડ રોબર્ટસ એક લશ્કર લઈ કુરમઘાટમાંથી કુચ કરી ગયો અને જનરલ સ્ટુઅર્ટ બોલનઘાટમાં થઈ કંદહાર તરફ આગળ વધ્યો શેરઅલ્લી ત્યાં ત્રણ બાજુનો હલ્લો કોઈપણ રીતે અટકાવી શક્યો નહિ તેણે બીડમાં આવી જઈ રશિયન જનરલ કાફમેન પાસે સંધિની શરતો મુજબ મદદ માગી પરંતુ મદદ કરવી તો દૂર રહી કિંતુ રશિયન સેનાપતિએ તો તેને અંગ્રેજો સાથે સંધિ કરવાની સૂચના આપી કોઈપણ જાતનો ઉપાય ન જોતા દુર્બળ ચિત્તવાળો શેરઅલી પોતાના મોટા પુત્ર યાકુબખાનને કેદમાંથી મુક્ત કરી રશિયન તુર્કસ્તાનમાં નાસી ગયો ત્યાં ગયા બાદ તેણે ફરીથી કાફમેનની મદદ માગી, પરંતુ તેણે તેને મદદ આપી નહિ. આ તરફ લંડનમાં રશિયન એલચીને આશ્વાસન આપવામાં આવ્યું કે જો રશિયન સરકાર અફઘાનિસ્તાનને મદદ નહિ કરે તો અંગ્રેજો પણ કદી અફઘાનિસ્તાનમાં પ્રવેશ કરશે નહિ પરંતુ ઇતિહાસકારો જાણે છે કે અંગ્રેજોએ આ વચન કેટલે અંશે પાળ્યું હતું? પદભ્રષ્ટ થએલો શેરઅલ્લી, દુઃખ, દીનતા અને વ્યાધિથી ૨૧ મી ફેબ્રુઆરીના રોજ મઝાર-ઈ-શરીફમાં મરણ પામ્યો.

શેરઅલ્લીના મરણ પછી બ્રિટિશ સરકારે યાકુબખાનને અમીર તરીકે કબૂલ રાખ્યો અને ઇ. સ. ૧૮૭૯ ના મે માસમાં ગંડમક મુકામે નવા અમીર સાથે અંગ્રેજોએ સંધિ કરી સંધિમાં કબૂલ કરવામાં આવ્યું કે બ્રિટિશ સરકારની સલાહ મુજબ અફઘાનિસ્તાન પરદેશો સાથે વ્યવહાર રાખશે, કાબુલમાં બ્રિટિશ રેસિડેન્ટ રાખશે અને હેરાત તથા બીજા શહેરોમાં બ્રિટિશ એજન્ટો રહેશે કુરમ અને બોલનઘાટની પાસેનાં સ્થાનો બ્રિટિશોના કબજામાં રહેશે આના બદલામાં અંગ્રેજ સરકાર અફઘાનિસ્તાનને પૈસાની, સૈન્યની ને હથિયારની મદદ આપશે તથા ૭ લાખ રૂપિઆનું સાલિયાણું આપશે. યાકુબખાને આ સંધિ કબૂલ રાખી.

સમગ્ર અફઘાન વિપ્લવનો ઇતિહાસ તપાસતા આ ધ્યાન રાજનીતિના કેટલાક મૂળસૂત્રો નજરે પડે છે તેમાની સૌથી અગત્યની વાત એ છે કે જે ક્ષણે અફઘાન અમીર કોઈ પણ વિદેશી સત્તાને નમી પડે છે, તે જ ક્ષણે તે અફઘાન જાતિના માન ને મદદથી વંચિત બને છે અને અફઘાન જાતિની મદદ વિના કોઇ પણ અમીર પરદેશી સત્તાના બળે કરીને અફઘાનિસ્તાનની ગાદીપર ઝાઝા દહાડા ગુજારી શકતો નથી આ અગત્યની વાત ખ્યાલમા ન રાખવાથી કેટલાય અમીરોને સિંહાસન તજી રખડતા ભિખારી બનવુ પડયુ છે અંગ્રેજ રાજપુરુષોને પુષ્કળ સૈનિકોના બલિદાન આપ્યા પછી આ વાત સમજાઈ છે તોપો અને દારુગોળાની મદદથી કદાચ સમગ્ર અફઘાનિસ્તાનને જીતી શકાય પરંતુ તેને કાયમને માટે તાબે રાખી શકાય તેમ નથી. અફઘાનો જિંદગીની જાળમા કદી ફસાતા નથી સ્વતંત્રતા તેમને વાયુ ને પ્રકાશ જેટલી જ વહાલી વસ્તુ છે કોઈ પણ સ્થળે એમાં જરા સરખી પણ ખામી રહી ગઈ હોય તો પોતાના જીવનનું બલિદાન આપી એ તેનો વિરોધ જાહેર કરે છે એ ખાતર તેઓને કોઈની ઉશ્કેરણીની જરૂર પડતી નથી. કોઇપણ આગેવાનની ગરજ જોવી પડતી નથી સ્વતંત્રતા એ પ્રત્યેક અફઘાનની વ્યક્તિગત સંપત્તિ છે અને એના બચાવ માટે તેઓ વ્યક્તિગત સદા જાગૃત રહે છે.

તેથી જ તેઓ યાકુબખાનના દરબારમા બ્રિટિશ મિશનને જોઈ ગાંડાતુર બની ગયા અમીર અબ્દુર્રહેમાનના આત્મચરિત્ર પરથી જણાય છે કે કાબુલમા આવેલો બ્રિટિશ એલચી અફઘાન જાતિનું આ માનસ એકદમ ભૂલી ગયો અને પોતાની સત્તા નાના પ્રકારના કાર્યો વડે જાહેર કરવા લાગ્યો રાજકાર્યમાં પણ તે પોતાના હુકમ ચલાવવા લાગ્યો. અંગ્રેજ એલચીની આ અનધિકાર ચર્ચાથી તત્કાળ કાબુલની પ્રજા બંડખોર બની ગઈ અને અંગ્રેજ એલચી સર લુઈ કેવેનગ્નિના મકાન પર હુમલો કરી કાબુલીઓએ તેનું ખૂન કર્યું ઘણા

ઇતિહાસકારોના અભિપ્રાય પ્રમાણે આ બનાવ અમીર યાકુબખાનની જાણ બહાર બન્યો હતો

આ ખૂનરેજીના સમાચારથી બ્રિટિશ રાજપુરુષો ચોંકયા અને આ કરપીણ કૃત્યનું વેર વાળવા માટે રોબર્ટની સરદારી નીચે તેઓએ એક મોટું લશ્કર કાબુલ મોકલ્યું અમીર યાકુબખાન મહા મુશ્કેલીમાં આવી પડયો. તે અંગ્રેજ સેનાનો સત્કાર કરવા સામો આવ્યો. પરંતુ હવે અંગ્રેજોને યાકુબખાન પર રજમાત્ર વિશ્વાસ રહ્યો નહોતો. યાકુબખાનને તેવી જ સ્થિતિમાં કેદ કરી ઇ. સ. ૧૮૭૯ના ડિસેંબર માસમાં હિંદ મોકલવામાં આવ્યો કાબુલ ને કંદહાર કબજે કરી વિજયીના વેશમાં અંગ્રેજ સૈન્યે રાજધાનીમાં પ્રવેશ કર્યો

૭

## અમીર અબ્દુર રહેમાનખાન

અફઘાનિસ્તાનની દશા જ્યારે આવી હતી ત્યારે દેશ બહાર રશિયન તુર્કસ્તાનમાં બેઠો બેઠો અફઘાનિસ્તાનનો ભાવી ઉદ્ધારકર્તા અને એશિયાના સર્વોત્તમ બાદશાહોમાંનો એક બાદશાહ અબ્દુર રહેમાનખાં એકી નજરે સ્વદેશ ભણી જોઈ રહ્યો હતો એશિયાનો ઈતિહાસ જ્યારે નવેસરથી લખાશે ત્યારે આ અસાધારણ માનવીનું અપૂર્વ જીવન બધાની નજરે અવશ્ય ચઢશે. મધ્ય એશિયાના એકાંત પ્રદેશમાં અબ્દુર રહેમાનનું જીવન વ્યતીત થયું હોવાથી તેની સ્મૃતિનાં ચિહ્નો કેવળ તેના આત્મચરિત સિવાય બીજે ક્યાંય મળી આવતાં નથી. પરંતુ જો યુરોપના જેવી મહાન રંગભૂમિપર એ માણસનો

આવિર્ભાવ થયો હોત તો નેપોલિયન, મેઝિનિ અને ગેરિબાલ્ડીની પેઠે આપણે તેનું નામ ડગલે ડગલે યાદ કરતા હોત.

સરદાર અબ્દુર રહેમાનખાન સ્વદેશને પોતાના જીવનથી પણ વધારે ચાહતો હતો. પરદેશમાં રહ્યાં રહ્યાં તેના દિલમાં થયા કરતું હતું કે તે નક્કી અફઘાનિસ્તાનમાં પાછો જશે અને તેની સમક્ષ અત્યારે જે જે અડચણો છે તે વખત આવ્યે વાદળાંની જેમ વીખરાઈ જશે. પરદેશમાં રહ્યા છતાં ઇશ્વરકૃપાથી તેના દિલમાં અપાર શક્તિ પેદા થઈ હતી અને તેથી તે કોઈ પણ જાતની બાહ્ય મદદ માટે વલખાં મારતો નહોતો. વારવાર વિનંતિ કર્યા પછી રશિયન સરકારે તેની પાસે દરખાસ્ત મોકલી કે જો તમે અફઘાનિસ્તાન પર રશિયન પ્રભાવ સ્વીકારો તો સરકાર તમને મદદ આપવા તૈયાર છે પરંતુ આત્મબળથી બળવાન બનેલા અબ્દુર રહેમાનખાને રશિયાની આ માગણી તરછોડી કાઢી હતી.

અત્રે તેના આત્મચરિતમાંથી તે સમયની તેના મનની અવસ્થાનો ઉલ્લેખ કર્યા સિવાય અમારાથી રહી શકતું નથી કારણ કે અમે માનીએ છીએ કે ગતયુગને વિષે અમીર અબ્દુર રહેમાનના જીવન જેવું શિક્ષાપ્રદ જીવન બહુ ઓછાનું મળી આવશે. તે પોતાના મનની તે સમયની સ્થિતિનું વર્ણન કરતા લખે છે કે "મારું હૃદય તે વખતે એટલું બધું દૃઢ હતું કે આખી પૃથ્વીનું લશ્કર મારી વિરુદ્ધ સજ્જ થઈ આવે તો પણ હું તેને રમતગમત જેવું માનત. ખુદા જાણે છે હું સત્ય બોલું છું કે નહિ તે! આ મારો ખોટો ગર્વ નથી! મારા અંતરમાં તે વખતે ખુદાની કૃપારૂપ મહાન શક્તિ પેદા થઈ હતી. હું આજે સ્પષ્ટ રીતે બધા મુસલમાનોને કહેવા ઇચ્છું છું કે મારા પર ગમે તેવી વિપત્તિ આવી પડી હોય તો પણ હું એ બધી વિપત્તિમાંથી એ જ વસ્તુ શીખ્યો છું કે તમે જો પવિત્ર હૃદયથી, સરળ મનથી, એકનિષ્ઠ બની ખુદાતાલાના હુકમ મુજબ કાર્ય બજાવી શકો તો

અવશ્ય તે તમારા મનોરથ પાર પાડશે. મારા પોતાના જીવનની અસખ્ય ઘટનાઓ દ્વારા હુ એ સિદ્ધાત પર આવ્યો છુ કે આ વિશ્વાસના બળથી જ હુ આજે અફઘાનિસ્તાનનો બાદશાહ બન્યો છુ"

અત કરણના આ અમોઘ બળથી બળવાન બની સરદાર અબ્દુર-રહેમાનખાન કેવળ એક સો ઘોડેસવાર મિત્રો સાથે નાના પ્રકારની અડચણો વેઠતો અફઘાનિસ્તાન તરફ રવાના થયો જે સમયે તે પોતાના એક સો ઘોડેસ્વારો સાથે અફઘાનિસ્તાન તરફ જતો હતો તે વખતની એક અજબ ઘટનાએ તેનુ મનોબળ દૃઢ બનાવ્યુ થોડે દૂર જતાજ અબ્દુરરહેમાનને એવો ભ્રમ થયો કે મારી પાછળ અસખ્ય ઘોડેસવારો આવે છે તેના ઘોડાઓના પડઘાથી આખો પ્રદેશ ધમધમી ઉઠ્યો છે સરદારે પાછુ વળી જોયુ તો પોતાના ઘોડેસવારો સિવાય બીજુ કોઈ નજરે પડયુ નહિ ફરી મુસાફરી શરુ કરી વળી વિશાળ લશ્કરના પદધ્વનિ તેના કાનને અથડાવા લાગ્યા શબ્દ ધીમે ધીમે નજીક આવતો ગયો. અબ્દુર રહેમાનને લાગ્યુ કે આ પદધ્વનિ નજીક આવતો આવતો પોતાના સૈન્યમા આવી વિલુપ્ત થઈ ગયો તે ઉચે આકાશ તરફ જોઈ લીલામય પ્રભુની અસીમ લીલાની વાત યાદ લાવી, પ્રભુકૃપાના બળથી બળવાન બની, અફઘાનિસ્તાન તરફ ચાલ્યો.

અફઘાનિસ્તાન આવતા માર્ગમા તેને પુષ્કળ અડચણો વેઠવી પડી હતી પરતુ સામાન્ય રીતે તે જ્યા જ્યા ગયો ત્યા પ્રજાનો સત્કાર પામવા લાગ્યો તેના વ્યક્તિત્વ અને આદર્શના પ્રભાવથી લોકોના ટોળેટોળા તેના વાવટા નીચે એકત્ર થવા લાગ્યા તે અકારણ લડાઈ કરી પોતાના સિંહાસનનો માર્ગ કીચડવાળો કરવા માગતો નહોતો સરદાર અબ્દુર રહેમાનખાન જ્યા જ્યા ગયો ત્યા જાહેર કરતો ગયો કે મારો હેતુ કઈ અફઘાનિસ્તાનના મુસલમાન ભાઈઓ સાથે લડવાનો નથી હુ તો વિધર્મીઓના હાથમાથી દેશને છોડાવવા આવ્યો છું આ વખતે તેણે અગ્રેજોની વિરુદ્ધ બધી અફઘાન ટોળી-

ઓને ઉશ્કેરી મૂકી. જોત જોતામાં એક વિશાળ લશ્કર સરદાર અબ્દુર રહેમાનની પતાકા નીચે એકત્ર થયું.

અંગ્રેજો પ્રેક્ષકની નજરે આ બધું નિહાળ્યા કરતા હતા. તેઓ પણ અબ્દુર રહેમાન જેવો એક શક્તિશાળી મિત્ર શોધતા હતા. અંગ્રેજોને ખાત્રી થઈ કે જો આ માણસ અફઘાનિસ્તાનની ગાદીએ બેસે તો દેશમાં શાંતિ સ્થપાય અને વ્યવસ્થિત અફઘાનિસ્તાન પોતાનું મિત્ર બને એ હવે અંગ્રેજ રાજપુરુષોની મોટી વાંછના હતી.

સરદાર અબ્દુર રહેમાનખાન જ્યારે કુંદુક નામના સ્થળે હતો ત્યારે અંગ્રેજો તરફથી ગ્રીફિન સાહેબે મૈત્રી જાહેર કરવા તેના પર પત્ર લખ્યો અને કાબુલ આવી સિંહાસન કબજે કરવા જણાવ્યું. કૂટ રાજનીતિજ્ઞ અંગ્રેજોએ આ જાહેરાત સાથે તેને કઈ શરતે અમીર બનાવવામાં આવશે એ પણ સ્પષ્ટ જણાવી દીધું. આ સંબંધમાં પત્રવ્યવહાર ચાલવા લાગ્યો, અને તે સાથે વધતા જતા લશ્કર સાથે અબ્દુર રહેમાન કાબુલ તરફ રવાના થવા લાગ્યો. અબ્દુર રહેમાનનો પ્રભાવ જોઈ અંગ્રેજો મુંઝવણમાં પડ્યા અને જ્યારે તે કાબુલથી સોળ માઈલ દૂર આવ્યો ત્યારે અંગ્રેજોએ તેની બધી સરતો સ્વીકારી લઇ અફઘાનિસ્તાન ખાલી કરવાની ખુશી દર્શાવી. અફઘાનિસ્તાનમાં બ્રિટિશ રેસિડેન્ટ રાખવાની શરત પણ અંગ્રેજોએ પાછી ખેંચી લીધી. પરંતુ તેના બદલામાં સરદારે વચન આપ્યું કે હું કદી અંગ્રેજો સાથે શત્રુતા રાખીશ નહિ. અફઘાનિસ્તાનમાં આવ્યા પછી અંગ્રેજોએ અફઘાનો પાસેથી લગભગ ૧૯ થી ૨૦ લાખ રૂપીઆ મહેસુલ તરીકે ઉઘરાવ્યા હતા, તે પણ પાછા આપવામાં આવ્યા. કાબુલ જતાં સરહદ પર અંગ્રેજોએ એક કિલ્લો બાંધ્યો હતો, તે પણ અંગ્રેજોએ પાછા ફરતી વેળા અમીરને સોંપી દીધો.

સરદારોએ એકત્ર થઈ અબ્દુર રહેમાનને અમીર તરીકે સ્વીકાર્યો. અને ત્યારથી આ કૂટ રાજનીતિજ્ઞ અમીરના રાજઅમલ નીચે વર્તમાન અફઘાનિસ્તાન સમૃદ્ધિમાન બનવા લાગ્યું.

અમીર અબ્દુર રહેમાન અફઘાનિસ્તાનનો અમીર બન્યો ત્યારે રહેવાને મહેલ નહોતો. તે કોઈ વેળા તંબુમાં તો કોઈ વેળા પ્રજાજનોના મકાનમાં દહાડા ગાળતો. અમીરને રહેવા લાયક એક પણ રાજમહેલ અફઘાનિસ્તાનમાં હયાત નહોતો એજ તે વખતની અફઘાનિસ્તાનની અવસ્થા બતાવી આપે છે. અબ્દુર રહેમાન પહેલાંના અમીરો જે મહેલમાં રહેતા હતા તેને અંગ્રેજોએ તોપના ગોળા વડે ઉડાડી મૂક્યો હતો. આથી નવો રાજમહેલ તૈયાર થાય ત્યાં સુધી અમીરને તંબુમાં કે ખાનગી મકાનોમાં આશરો લેવો પડયો. જગતના ઈતિહાસમાં આવા બનાવો દુર્લભ ગણાય છે.

થોડાં વર્ષો અગાઉ પણ અફઘાનિસ્તાનની આંતરિક સ્થિતિ કેવી શોચનીય હતી તે જાણ્યા સિવાય અમીર અબ્દુર રહેમાનથી માંડીને બાદશાહ અમાનુલ્લા સુધીના અમીરોને અફઘાનિસ્તાનમાં સુધારા દાખલ કરવા માટે કેટલું વેઠવું પડયું હતું અને તેમાં છેલ્લા અમીર અમાનુલ્લાને તો રાજગાદી પણ છોડવી પડી હતી તેનાં ખરાં કારણો આપણાથી કદી સમજાશે નહિ. અફઘાન જાતિ આવડી મોટી વીર જાતિ હોવા છતાં તેનામાં કોઈ પણ જાતની સંઘશક્તિ નથી. યુરોપિયન જાતિઓની વ્યવસ્થા અને સંઘશક્તિ સાથે સરખાવતાં પોતાની જાતિની ભયંકર આંતરિક અવ્યવસ્થા જોઈ અમાનુલ્લાની સુધારક વૃત્તિએ તીવ્ર મૂર્તિ ધારણ કરી હતી. પરંતુ અમીર અબ્દુર રહેમાન જેટલી કુનેહ તેનામાં ન હોવાથી તેને રાજ્યાસન છોડવું પડયું હતું. વસ્તુતઃ વર્તમાન અફઘાનિસ્તાનનો પાયો નાખનાર અબ્દુર રહેમાન હતો. તે અફઘાન જાતિને બહુ સારી રીતે ઓળખતો હતો અને તે સાથે એક દીર્ઘદૃષ્ટિવાળો રાજપુરુષ હતો. તેથી જ તેણે જે જે સુધારા કર્યા તે અફઘાન જાતિએ અપનાવી લીધા.

સરકારી તેજુરીમાં તે વખતે કોડી પણ નહોતી. મહેસુલ વસુલ કરવાનો પણ પુરતો બંદોબસ્ત નહોતો. બહારના હલ્લાને અટકાવવા

માટે સ્થાયી લશ્કરની જરૂર હતી, પરંતુ પૈસા વિના તેવુ લશ્કર રાખી શકાતું નહિ જરૂર વખતે પ્રત્યેક માણસ પોતપોતાના સ્વાર્થ મુજબ આ લડાયક જાતોને જુદી જુદી અસ્થાયી લશ્કરી ટુકડીઓમા ગોઠવતો અને તેથી બહારથી ચઢી આવનાર શત્રુને કદી અફઘાનોના મોટાં સૈન્ય સાથે મુકાબલો કરવો પડતો નહિ. વળી આ વ્યવસ્થાને લીધે આંતરકલહ ચાલુ જ રહેતો. સ્થાયી લશ્કરને પુરાં પાડી શકાય તેટલાં હથિયારો પણ નહોતા દારુગોળાનું કંઈ ઠેકાણું નહોતુ. આવી સ્થિતિમા અબ્દુર રહેમાનને આ બધુ નવેસરથી ગોઠવવાનું હતુ. અબ્દુર રહેમાને પહેલા તો સરકારી ટંકશાળ ખોલી તેમાથી અફઘાન સિક્કા બહાર પાડવામાં આવ્યા તેના સિક્કા હજુ અફઘાનિસ્તાનમા ચાલે છે અને તેમા હાલના અમીર નાદિરખાને પણ ફેરફાર કર્યો નથી બીજી અડચણ દૂર કરવા માટે અમીરે આખા દેશના લુહારોને એકત્ર કર્યા અને તેની મદદથી બંદૂકો, તોપો વગેરે સરંજામ બનાવવા માટે એક સરકારી કારખાનું સ્થાપ્યુ સ્થાયી સૈન્ય રાખવા માટે પણ પુરતો બંદોબસ્ત કરવામા આવ્યો આ સિવાય ચિકિત્સા માટે અનાથદી ઇસ્પિતાલ પણ સ્થાપવામા આવી.

વર્તમાનકાળમા સુવ્યવસ્થિત રાજ્યને માટે જે કંઈ અગત્યનુ ગણાય તેમાનું કંઈ અફઘાનિસ્તાનમા નહોતુ અમીર બધી બાબતો પોતાના હાથમા લઇ જાતિ દેખરેખ નીચે કામ કરાવવા લાગ્યો અને તેની અસાધારણ કાર્યશક્તિ અને સુધારણા કરવાના પ્રયત્નોને પરિણામે વર્તમાન અફઘાનિસ્તાનનો પાયો નંખાયો તે જેવો સુધારક તેવોજ રાજનીતિજ્ઞ હતો તે પોતાના દેશના માણસોના સ્વભાવથી બરાબર પરિચિત હતો અને તેથી સમજતો હતો કે કોઈ પણ જાતનો સુધારો જાતિના માનસ વિરુદ્ધનો હોય તો તે કદી ચાલુ કરી શકાય નહિ. અફઘાનો સ્વતંત્રતા પ્રિય અને સ્વધર્મ વિશ્વાસી પ્રજા છે અને તેજ તેઓની શક્તિ છે આ ધર્મવિશ્વાસ અને સ્વતંત્રતા પ્રિયતાએજ તેઓને આજે જગતમા અજેય રાખ્યા છે કોઈ પણ જાતની

બાહ્ય શક્તિ આ બેમાથી એકને પણ ખંડિત કરવા માગે તો તેઓ છંછેડાએલા સાપની પેઠે ફેણ ચઢાવી ઉઠે છે અને દેશમા સર્વત્ર ધમાધમી મચાવે છે. જગતના કોઇ પણ ગજ્યને વર્તમાનકાળને ઉપયોગી રીતે ઘડવુ હોય તો વૈજ્ઞાનિક સંસ્કૃતિની ઘણી ખરી વસ્તુઓ ગ્રહણ કરવી પડે છે—જેવી કે યુદ્ધ વિદ્યા, અર્થશાસ્ત્ર, કેળવણીશાસ્ત્ર, વાહનાદિનું પ્રચલન, શાસનપદ્ધતિ, વાણિજ્યનીતિ, મુદ્રાવ્યવસ્થા, કારખાનાની પ્રતિષ્ઠા, ખાણો ખોદવી વગેરે–આ એક પ્રકારનો સુધારો છે અને તે સુધારણા વિજ્ઞાનનુ દાન છે પરંતુ ઘણા લોકો વૈજ્ઞાનિક સંસ્કૃતિ સાથે પાશ્ચાત્ય સંસ્કૃતિને ભેળવી નાખી ગોટાળો પેદા કરે છે. વૈજ્ઞાનિક સંસ્કૃતિની બહાર પાશ્ચાત્ય સંસ્કૃતિનુ એક ખાસ અલાયદું રૂપ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ વૈજ્ઞાનિક સંસ્કૃતિની પ્રણાલી અને તેના સિદ્ધાંતો એ બંનેના પાયા પર સ્થાએલી છે. વર્તમાન જગતે વૈજ્ઞાનિક સંસ્કૃતિની પ્રણાલી ગ્રહણ કરવી જોઇએ. પણ તેના સિદ્ધાંતો ગ્રહણ કરવામા વિવેકબુદ્ધિ બતાવવી જોઈએ પ્રત્યેક જાતિ અગર સંસ્કૃતિનુ ખાસ રૂપ છે, તે જ રીતે તેના ખાસ સિદ્ધાંતો છે અને તે જાતિમાનની કરોડરજ્જુ જેવા છે કોઇ પણ પ્રકારના મોહમાં ઘસડાઇ આ સિદ્ધાંતોને બીજી સંસ્કૃતિના દબાણ નીચે દબાઈ જવા દેવા એ ભયંકર અપરાધ ગણાવો જોઇએ પહેલા મોટર નહોતી, માટે કંઈ પૈસા હોય તો આજે મોટર વાપરવી એમા કોઈ પણ તરેહની આપત્તિ હોઈ શકે નહિ. રેલવેમા મુસાફરી કરવાની બાબતમા પણ એમજ સમજવાનું છે. આ બધું વર્તમાન વૈજ્ઞાનિક યુગનું અવસ્યંભાવી રૂપ ગણાય. સંસ્કૃતિ સાથે મેળ રાખવો હોય તો આ બધું ગ્રહણ કરવુ જ રહ્યું. પરંતુ આમા એક મુશ્કેલી છે ખરી ઘણા ખરા માણસો વૈજ્ઞાનિક અને પાશ્ચાત્ય સંસ્કૃતિ વચ્ચેનો ભેદ સમજી શકતા નથી કારણ કે વૈજ્ઞાનિક સંસ્કૃતિનાં પ્રત્યેક ઉપકરણો આપણને પાશ્ચાત્ય જાતિ પાસેથી જ પ્રાપ્ત થાય છે. આથી વિજ્ઞાનનુ દાન ગ્રહણ કરતી વેળા ઘણી વાર આપણે અજાણતાં પાશ્ચાત્ય સંસ્કૃતિના સિદ્ધાંતો ગ્રહણ

કરી લઇએ છીએ, અને તેને સત્ય માની બેસીએ છીએ. પ્રાચ્ય સાથે પાશ્ચાત્યનો આ ર્થને જ સઘર્ષ થાય છે અને આ કારણથી જ પ્રાચ્ય જન સમાજના મનમા વિદેશી સંસ્કૃતિના હુમલા વિરુદ્ધ બચાવ કરવાની સ્વાભાવિક પ્રવૃત્તિ આવી રહેલી છે. વિજ્ઞાનની કોઈ પણ સંપદ જોતાં જ તેઓ સ્વાભાવિક રીતે જ સદેહ કરે છે કે આની સાથે યુરોપની વૈજ્ઞાનિક નાસ્તિકતા પણ જોડાએલી હશે અને આ સદેહ તથા ભય એ કઇ ગ્લાનિકર અવસ્થા નથી. એશિયાના ભવિષ્યના ઇતિહાસકારો કદાચ સમજશે કે આ સંદેહ અને ભય એજ આત્મ રક્ષણની ઉત્તમ સામગ્રી છે અફઘાનોમા આ સંદેહ અને ભય ઉગ્ર રૂપમા વિદ્યમાન છે કારણ કે તેઓમાં સ્વાતન્ત્ર્યબોધ મોટા પ્રમાણમાં છે અમીર અબ્દુર રહેમાનખાન ઇતિહાસ અને જાતિના આ માનસ સાથે ગાઢ પરિચયમા હતો અને તેથી તેના દરેક સુધારાનો પાયો આવા અનુભવ પર જ નખાયો હતો આમ હોવાથી તે કોઈ ખાસ ઉપાધિ વેઠયા સિવાય અફઘાન જાતિને નવશક્તિના રૂપમા પ્રગટ થવાનો પાયો નાખી ગયો હતો, અને સ્વજાતિ વત્સલ મહાન હૃદયવાળો અમાનુલ્લા આ માનસ અને ઐતિહાસિક તત્ત્વની અવગણના કરવા ખાતર આટલું બધુ માન, આટલી બધી ખ્યાતિ હોવા છતાં શક્તિહીન બની રાજપાટ ખોઇ બેઠો હતો એશિઆને તેના જેવા એક ઉદાર રત્નને આમ ગુમાવવો પડયો. અમીર અબ્દુલ રહેમાન અફઘાન માનસને અને ખાસ કરીને ઇતિહાસના આ ગૂઢ તત્ત્વને બરાબર જાણતો હતો અને તેથી જ જ્યારે અફઘાનિસ્તાનમા રેલવે નાખવાનો પ્રશ્ન ઉઠયો અને તેને માટે પરદેશી ઇજનેરોની મદદ લેવાની વાત આવી ત્યારે તે બોલ્યો હતો કે "જ્યા સુધી અફઘાનો પોતાના દેશમા પોતે જ રેલવેના પાટા નાખતા ન શીખે ત્યા સુધી અફઘાનિસ્તાનમાં રેલવે થવાનો સભવ નથી."

અમીર અબ્દુર રહેમાનના સુધારા સાથે અમાનુલ્લાના સુધારાના મુકાબલાનો ઉલ્લેખ અમને લાગે છે કે અમે અપ્રાસંગિક નહિ નીવડે.

કારણ કે આ સુધારાના પ્રયત્નો એજ વર્ત્તમાન અફઘાન ઈતિહાસનો મુખ્ય બનાવ છે વર્ત્તમાનઅફઘાનિસ્તાનને બધી દિશાએથી સઘબદ્ધ કરી જનાર અબ્દુર રહેમાન જ હતો

અબ્દુર રહેમાનખાન જ્યારે ગાદીએ આવ્યો ત્યારે અફઘાનિસ્તાન જુદા જુદા પ્રદેશમા વહેચાઇ ગયુ હતુ પ્રત્યેક પ્રદેશમા એકેક સિહાસન લોભી સરદાર રાજ્ય કરતો હતો આ બધા સરદારોને એકત્ર કરી કાણુનના હાથ નીચે લાવવામા ન આવે ત્યા સુધી અફઘાનિસ્તાન સઘશક્તિથી વિમુખ રહે તેમ હતું આ વાત તે તરત જ સમજી ગયો હતો અને તેથી તેને કેટલીક લડાઈઓ લડવી પડી હતી આ લડાઇઓને અંતે તે અફઘાનિસ્તાનને એકત્ર કરી શક્યો અને પોતે દેશનો સર્વોપરિ બાદશાહ થઈ પડ્યો

તે વખતે અફઘાનિસ્તાનમા અમીરો એમ્હથ્થુ અમન ચલાવતા હતા આત્મચરિતમા અમીર અબ્દુર રહેમાને આ બાબતમા કેટલાક ચમત્મારિક ઉદાહરણો આપ્યા છે કદહાર કબજે કર્યા બાદ ત્યાનુ દફતર તપાસતા માલમ પડ્યુ કે કોઈ કોઈનુ ખૂન કરે તો તેને કેવળ ૫૦ રૂપીઆનો દડ કરવામા આવતો. " નજરઆન " નામના એક પ્રદેશમા આવા દડ સમમ વર્સે ૫૦ હજાર રૂપીઆ રાજ્યને મળતા હતા અર્થાત્ એક વરસમા ત્યા એક હજાર માણસોના ખૂન થતા હતા.

અર્થશાસ્ત્ર અને આતર્જાતીય વ્યાપારી જ્ઞાન સિવાય વર્ત્તમાન કાળમા કોઇ પણ રાજ્ય ચલાવી શકાતું નથી પરતુ એ વખતે તો

કાન વીંધી ચોટાડી રાખીએ એટલે તેઓ બ્હી જઇ કીંમત ઘટાડશે." અમીર આ સંબંધમાં પોતાના આત્મચરિત્રમાં લખે છે કે "આ બનાવ બન્યા પછી મે પ્રતિજ્ઞા લીધી છે કે મંત્રીઓની કદી સલાહ ન લેવી " જે નિયમને આધારે અનાજની કીમત વધે છે, જે નિયમને આધારે વસ્તુની કીંમત નક્કી થાય છે, આવાં અર્થશાસ્ત્રના પ્રાથમિક તત્ત્વોથી પણ મંત્રીઓ અજાણ હતા. અમીર અબ્દુર રહેમાન પોતાની અંતરદષ્ટિને પરિણામે સમજી શક્યો હતો કે અફ઼ધાનિસ્તાનના જુદા જુદા ભાગલાપોને એક સાથે જોડી રાખવામા નહિ આવે તો દેશનું કલ્યાણ થશે નહિ અફ઼ધાનિસ્તાનના બાદશાહને પ્રજાના માનસ સાથે બરાબર મેળ રાખવો પડે છે અને કોઈ પણ સુધારો તેની સંમતિ સિવાય કરી શકતો નથી અબ્દુર રહેમાન આ વાત સમજી શક્યો હતો અફ઼ધાન સરહદ પર આવેલી કેટલીક ટોળીઓને વશ કરવા માટે તેને કેટલીક લડાઇઓ લડવી પડી હતી તેની અસાધારણ બુદ્ધિને પરિણામે આવી જડસા જેવી અફ઼ધાન જાતિએ ઘેટાના ટોળાની માફક તેનો હુકમ માથે ચડાવ્યો હતો પ્રજા ધીમે ધીમે સમજતી જતી હતી કે ટોળીઓના વિરોધી સ્વાર્થોને એકત્ર અફ઼ધાન જાતિના સ્વાર્થમાં વિલુપ્ત કરવા પડશે મેઝિનિ, ગેરિબાલ્ડી ને કાવૂર ત્રણે જણાએ મળી ગયા સૈકામા ઇટાલિમા જે કામ બજાવ્યુ હતુ તે અફ઼ધાનિસ્તાનમા એકલા અબ્દુર રહેમાને થોડાજ વર્ષોમા પાર પાડ્યું હતું મેઝિનિ પાસે આદર્શ અને ભાષા હતી, ગેરિબાલ્ડી પાસે શક્તિ અને તરવાર હતી અને કાવૂર પાસે પ્રખર રાજદ્વારી બુદ્ધિ હતી, પરંતુ અબ્દુર રહેમાનમા આદર્શ, એ આદર્શને કૃતિમા ઉતારવાની શક્તિ અને એ શક્તિને સ્થાન, કાળ ને પાત્રભેદે કરીને પ્રયોગમાં મૂકવાની પ્રખર બુદ્ધિ હતી આજે જે વીરપુરુષે અફ઼ધાનિસ્તાનને અવ્યવસ્થાના કોલાહલમાંથી બચાવ્યુ છે તે પણ આ ત્રણે મહાશક્તિથી વિભૂષિત છે અને દારુણ અવ્યવસ્થામાં દેશને પડતો મૂકી સિંહાસન છોડી ચાલ્યો જનાર બાદશાહ અમાનુલ્લામા કેવળ આદર્શનો ગુણ વધુ પડતા પ્રમાણમાં

હતો. બીજા બે ગુણોની ખામીને લીધેજ તેને ગાદી છોડવી પડી હતી. કેવળ લાગણી એ રાજ્ય ચલાવવા માટે ઉપયોગી નથી.

અમીર અબ્દુર રહેમાનના પ્રભાવથી અફઘાન જાતિ જાતિકલ્યાણને એટલું બધું ઓળખવા લાગી હતી કે હાજરા અને કાફિરિસ્તાનના યુદ્ધમાં સેંકડો માણસો ગાંઠના રોટલા બાંધી લડયા હતા. નવી સરકારી બેંક સ્થપાયા પછી ઇ. સ. ૧૮૯૫ માં પોતાની મેળે બધા સરકારી અમલદારો, વેપારીઓ, જમીનદારો અને બીજા લોકોએ પોતાની વાર્ષિક આવકનો દશમો ભાગ તેમાં ભર્યો હતો. તે માટે સરકારને કોઈ પણ પ્રકારની અરજ ગુજારવી પડી નહોતી.

પોતાના મરણ પછી પણ પોતાના આદર્શ મુજબ અફઘાનિસ્તાનનું રાજતંત્ર ચાલ્યા કરે તે માટે તેણે નાનપણથીજ પોતાના બે પુત્રો હબિબુલ્લાખાન અને નાસિરુલ્લાખાનને પોતાના આદર્શ મુજબ કેળવણી આપવામાં તેણે કચાશ રાખી નહોતી. એ બન્ને પુત્રોને બધી જાતના રાજકારભારમાં હોશિયાર બનાવવા માટે તે પોતાની ઉત્તરાવસ્થામાં બધી શક્તિ વાપરતો હતો. અબ્દુર રહેમાનને બધા મળીને આઠ પુત્રો હતા. તેમાંનો સૌથી મોટો અબ્દુલ્લાખાન નાની ઉંમરમાં મરણ પામ્યો હતો. આથી જીવતા પુત્રોમાં સરદાર હબિબુલ્લાખાન (જન્મ ઇ. સ. ૧૮૭૨) સૌથી મોટો હતો. તેના જન્મ પછી બે વર્ષે એક જ માતાના ઉદરથી નાસિરુલ્લાખાનનો જન્મ થયો હતો.

નેપોલિયને જેમ જુદા જુદા રાજવંશો સાથે વિવાહ બંધનથી બંધાઈ રક્તપાત અટકાવવાની રાજનીતિ ધારણ કરી હતી તેમ અમીર અબ્દુર રહેમાને પણ શક્તિશાળી સરદારો સાથે કૌટુંબિક સંબંધ બાંધી રાજ્યની સંઘશક્તિ પ્રબળ બનાવવાનો યત્ન કર્યો હતો. સરદાર હબિબુલ્લાખાનને સાત બેગમો હતી. દરેક લગ્ન પાછળ રાજદ્વારી ઉદ્દેશ હતો. તેની પહેલી બેગમ કાબુલમાં રહેતાં સૈન્યના સરદાર ગિલજાઈ વંશના અમીર મહંમદખાનની ભત્રીજી હતી.

હબિબુલ્લાખાનનો મોટો દીકરો સરદાર ઇનાયત ઉલ્લાખાન આ બેગમનો પુત્ર છે. અમીરે પોતાના બીજા પુત્ર નાસિર-ઉલ્લાખાનના વિવાહ પણ આવી જ રીતે કર્યા હતા. તેને ત્રણ બેગમો હતી.

અબ્દુર રહેમાનના અમલમાં બ્રિટિશો સાથે અફઘાનિસ્તાનને કાયમી સંધિની શરૂઆત થઇ હતી. અમીરના સત્કાર માટે ઈ. સ ૧૮૮૫ના એપ્રિલની ૮ મી તારીખે રાવલપિંડીમાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. હિંદના બધા પાંડિઆ રાજાઓએ આ દરબારમાં અફઘાનિસ્તાનના અમીરને આવકાર આપ્યો હતો. દરબારમાં અમીરની એક બાજુએ માર્કિવસ ઓવ ડફરિન અને બીજી બાજુએ રાણી વિક્ટોરિઆનો પુત્ર ડયુક ઓવ કૉનોટ બેઠો હતો.

ત્યાર બાદ દશ વર્ષે ઈ. સ. ૧૮૯૫ના એપ્રિલ માસમાં અમીરે પોતાના પુત્ર નાસિર-ઉલ્લાખાનને ઇંગ્લાંડમાં મહારાણી વિક્ટોરિઆ સમક્ષ મોકલ્યો હતો. આમ કરવાનો મુખ્ય હેતુ ઇંગ્લાંડમાં અફઘાન એલચી રાખવાનો હતો. પરંતુ તેનો એ હેતુ પાર પડયો ન હતો. આથી નાસિરુલ્લાખાન નિષ્ફળ બની પાછો આવ્યો હતો. પરંતુ નાસિરુલ્લાખાનની વિનયપૂર્વકની માગણીથી જે ન બન્યું, તે અમાનુલ્લાના અમલમાં આપોઆપ બન્યું હતું. અને તે પણ ઇતિહાસ પ્રસિદ્ધ થએલી લડાઇ પછી. તેના અમલમાં પહેલી વાર ઈંગ્લાંડ, ફ્રાંસ વગેરે દેશોની માફક અફઘાનિસ્તાનને પણ સ્વતંત્ર ગણવામાં આવ્યું અને તેના એલચીઓ જગતના સર્વ સ્વતંત્ર દેશોમાં વિરાજવા લાગ્યા. કાબુલમાં પણ બ્રિટિશ કૉન્સલને રાખવામાં આવ્યો.

અફઘાનિસ્તાનની સરહદ સંબંધમાં પાડોશી રાજ્યો સાથે તેને વારંવાર ઝઘડામાં ઉતરવું પડતું. ઇરાન, રશિયા, ચીન ને હિંદ આ ચાર દેશની સરહદો સાથે અફઘાનિસ્તાનની સરહદ સંકળાએલી છે. આ

માંડયો અને તેને પરિણામે એ ચારે રાજ્યો સાથે સરહદના સંબંધમાં ખુલાસો કરવામાં આવ્યો અને અફઘાનિસ્તાનની ભૌગોલિક સીમા કાયમને માટે નક્કી કરવામાં આવી. હિંદમાંથી આ સરહદના પ્રશ્નનો નિકાલ કરવા માટે જે મિશન મોકલવામાં આવ્યું હતું તે મિશન ડુરાન્ડ મિશનના નામથી પ્રસિદ્ધ છે. એ મિશનના નાયક સર માર્ટિમર ડુરાન્ડના નામ પરથી આ નામ પડયું છે. ઇરાનની સાથે "કોહ મુલક સિયાહ"થી "ઝુલફિકાર" સુધી અને ચીનની સાથે વાઘાનની નજીક આવેલા અફઘાનિસ્તાનના એક ખુણાથી રોશન સુધી સરહદ નક્કી કરવામાં આવી. વિકટોરિયા સરોવરમાંથી જે નદી નીકળે છે, તેને રશિયા સાથેના સમાધાનમાં અફઘાન સીમા તરીકે સ્વીકારવામાં આવી. ચિત્રાલ અને બારુગલ ઘાટથી પેશાવર અને ત્યાંથી "કોહ મુલક સિયાહ" સુધી બ્રિટિશ સાથેના સમાધાનમાં જે અફઘાન સીમા મુકરર થઈ તેથી વાઘાન, કાફિરિસ્તાન, અસમાર, મોહમંદ, લાલપુરા અને વજિરિસ્તાનનો એક ભાગ અફઘાનિસ્તાનમાં ભળી ગયો અને ન્યુ ચમનનું રેલવે સ્ટેશન, છાગે, વજિરિસ્તાનનો બાકી રહેલો ભાગ, બુંદેલગેલ, ચિત્રાલ વગેરે સ્થળો બ્રિટિશની સરહદમાં ભળ્યાં.

આ રીતે અફઘાનિસ્તાનની આંતરિક અને બાહ્ય પરિસ્થિતિ નિશ્ચિત બનાવી સમગ્ર અફઘાન જાતિને દીલગીરીના પ્રવાહમાં ડુબાડી અમીર અબ્દુર રહેમાન ઇ. સ. ૧૯૦૧ના અકટોબરની ૩ જી તારીખે મરણ પામ્યો. તે વખતે કોઇએ ભાગ્યેજ ધાર્યું હશે કે તેના જીવનનું કાર્ય થોડાજ સમયમાં આંતર્કલહથી નષ્ટ થઈ જવાનું છે.

અમીર અબ્દુર રહેમાનના મરણથી એશિઆએ એક સર્વ શ્રેષ્ઠ રાજદ્વારી પુરુષ ગુમાવ્યો. દૈવયોગે આજ એશિઆને પશ્ચિમની કૃપાના ભિખારી બનવાની જરૂર પડી છે. અને તેથી તેનાં અનેક સંતાનોનાં જીવન અને આદર્શ સંપૂર્ણ રૂપમાં આપણે જાણી શકતા નથી. પરંતુ જે દિવસે એશિઆ મોહમુક્ત બનશે, તે દિવસે જે જે મહા પુરુષોનાં

જીવનો ધડો લેવા જોગ લાગશે એમાં અબ્દુર રહેમાનનું જીવન પણ હશે એમાં જરાય સંશય નથી.

અબ્દુર રહેમાનના મરણ પછી અમીર હબિબુલ્લા કાબુલના સિંહાસન પર બેઠો. તે પિતાને પગલે ચાલી રાજ્ય ચલાવવા લાગ્યો. અંગ્રેજો સાથેની મૈત્રી પ્રગાઢ બનવા લાગી. અંગ્રેજો સાથેની આવી ઘનિષ્ટતાને અંગે અફઘાન પ્રજા તેની તરફ શંકાની નજરે જોવા લાગી. ઇ. સ. ૧૯૦૬માં અમીર હિંદની મુસાફરીએ આવ્યો. હિંદમાં તેણે ઘણાં ખ્રીસ્તી મંડળોની મુલાકાત લીધી. કેટલાંક મંડળો સાથે તો ગાઢ સંબંધ બાંધ્યો. આ બધાને પરિણામે અફઘાનોનો સંદેહ પ્રબળ બની ગયો. ઇ. સ. ૧૯૦૬માં હિંદની મુસાફરી વખતે તે ખ્રીસ્તી ફ્રીમેશન વગેરે મંડળીઓનો સભાસદ થયો અને આથી સંદિગ્ધ ચિત્તવાળા અફઘાનોના મગજમાં ઠરી ગયું કે અમીર ખ્રીસ્તી બન્યો છે, અગર બનવાની તૈયારીમાં છે.

સાત

# થલવિજયી વીર સિપાહસાલાર નાદિરખાન

બાદશાહ અમાનુલ્લાની જીવનકથા શરુ કરતા પહેલાં અત્રે અફઘાન સ્વતંત્રતાના વિગ્રહના સર્વ શ્રેષ્ઠ યોદ્ધા સિપાહસાલાર નાદિરખાનના પૂર્વજીવન સંબંધમાં કંઈક કહેવાની જરૂર છે. સ્વતંત્ર અફઘાનિસ્તાનની સ્થાપનાના પાયામાં આ લડવૈયા રાજદ્વારીની અપૂર્વ રણશક્તિ અને કુશળતા વર્તમાન રહ્યાં છે. અને જ્યારે ફરીથી અફઘાન સ્વતંત્રતા આંતર્કલહથી નષ્ટ થવાની અણી પર હતી ત્યારે આ લડવૈયાએ પોતાનો વૃદ્ધાવસ્થાથી જરાજીર્ણ બની ગએલો દેહ છતાં ફરીથી અફઘાનિસ્તાનમાં પ્રવેશ કરી જીવનની છેલ્લી અક્ષયકીર્તિ રૂપ કાર્ય કર્યું અને અફઘાનિસ્તાનની સ્વતંત્રતાનું રક્ષણ કર્યું. આવડો મોટો રણકુશળ સેનાપતિ અને રાજદ્વારી પુરુષ વીસમી સદીમાં વિરલ છે એમજ કહેવું પડશે. અંગ્રેજ ઇતિહાસકારો થલના પરાજયનો સ્વીકાર કરતાં લજવાય છે, પરંતુ સમગ્ર જગત થલના સમરવિજયી યોદ્ધાના અપૂર્વ રણકૌશલ આગળ માથું નમાવે છે.

જે દિવસે અમીર હબિબુલ્લાખાન મરાયો, તે દિવસે નાદિરખાન અફઘાનિસ્તાનનો વડો સેનાપતિ હતો. અમીર હબિબુલ્લાખાનના મરણથી નાના પ્રકારની કિંવદંતિ ફેલાઈ ગઈ. કોઇને એવો શક ગયો કે નાસિરલ્લાખાને વડા સેનાપતિ નાદિરખાન સાથે કાવતરૂં રચી અમીરનું ખૂન કરાવ્યું. મોટા ભાઈના મરણ બાદ તેણે જલાલાબાદમાં પોતાને અમીર તરીક જાહેર કર્યો હતો. આ તરફ હબિબુલ્લાનો મોટો દીકરો અમાનુલ્લા કાકા અને વડા સેનાપતિને કાવતરાખોર માની

ઓઢી સ્વીકારી ચાલ્યું જવું પડ્યું હતું. નાદિરખાને જ્યારે પેરિસમાં અફઘાન એલચીની પદવી સ્વીકારી ત્યારે મહમુદ બેગ તરજી પરદેશ ખાતાનો પ્રધાન હતો. મહમુદ બેગ તરજી અને તેના ચેલકાઓ નાદિરખાન પાછળ આદુ ખાઈ મંડયા હતા અને તેની અફઘાનિસ્તાને કંઈપણ જરૂર હોય તેમ લાગતું નથી એવા વિચારો તેઓ અમાનુલ્લાના મગજમાં ભરવા લાગ્યા. એટલું જ નહિ પણ નાદિરખાનની દેશપ્રીતિ ઉપર પણ તેઓને સંદેહ હતો. મહમુદ બેગ અને તેના પાશ્ચાત્ય કેળવણીથી અંધ બની ગએલા શિષ્યો નાદિરખાનને અફઘાનિસ્તાનનો શત્રુ માનતા હતા. કારણ કે તેઓને શક હતો કે નાદિરખાન જુના વિચારનો હતો અને પોતે આરંભેલા સંસ્કાર કાર્યમાં વારંવાર ડખલ નાખે તેવો હતો. નાદિરખાન પણ મહમુદ બેગ અને તેની શિષ્ય મંડળીને સારી રીતે ઓળખતો હતો. પેરિસમાંના અફઘાન એલચી તરીકે તેણે દેશની ખાણોની શોધખોળ માટે વિશેષજ્ઞો મોકલવાની વ્યવસ્થા કરી. પરંતુ મહમુદ બેગ તરજીએ એ વ્યવસ્થા તોડી પાડી. ઉલટ નાદિરખાનને આ પદ પણ છોડી દેવું પડ્યું અને પેરિસમાંના પોતાના મકાનમાં સામાન્ય નાગરિકની પેઠે રહી અફઘાનિસ્તાન તરફ જોઈ રહેવું પડ્યું. જો કે હજારો માઇલ દૂર તે પોતાના દેશ સાથેનો બધો સંબંધ છોડી બેઠો હતો છતાં તેનું ચિત્ત સ્વદેશની સ્મૃતિથી ભરપૂર બની રહ્યું હતું. સૂફી સાધુઓ જેમ એકાંતમાં બેઠા બેઠા પોતાની પ્રિયતમાનું ધ્યાન ધરે છે, એ સંબંધી બહારનો કોઇપણ જાતનો આડંબર રાખતા નથી તેમ નાદિરખાન પણ પોતાના પ્રિય સ્વદેશના ધ્યાનમાં મુંગો મુંગો જીવન ગુજારતો હતો. થોડા દિવસો પછી તેના બે ભાઈઓ શાહ વલીખાન અને હાસમખાન પણ તેની પાસે આવી પહોંચ્યા અને ત્રણે ભાઇઓ એકી સાથે રહેવા લાગ્યા.

યુરોપની મુસાફરી વખતે બાદશાહ અમાનુલ્લાખાને નાદિરખાનને આમંત્રણ આપ્યું હતું, પરંતુ માંદગીને બહાને તેણે એ નિમંત્રણ પાછું ઠેલ્યું હતું. નાદિરખાન જાણતો હતો કે જ્યાંસુધી

ક્વેટાના માર્ગે કોઈ પણ જાતની લડાઈ થઈ નહોતી, ખાઇબર ઘાટ પર હુમલો કરવામા આવ્યો હતો ખરો, પરતુ તેથી અગ્રેજોને કઇ લાભ મળ્યો નહોતો અફ્ઘાનિસ્તાનમાં પેસવુ હોય તો આ ઘાટો ઓળગ્યા સિવાય ચાલે તેમ તેમ નહોતું ભૂતકાળની ભૂલો હજુ અગ્રેજો વીસર્યા નહોતા અને તેથી આ ઘાટો ઓળગવા માટે અગાઉથી સાવચેતી રાખવામા આવી હતી પરતુ સેનાપતિ નાદિરખાનના ઓચિતા હુમલાથી આ બધી સાવચેતી વારવાર વ્યર્થ બની જતી સેનાપતિ નાદિરખાન આ ઘાટોની ગલીકુચીથી બરાબર જાણીતો હતો ખોરતથી એક લશ્કર ઉભુ કરી નાદિરખાન થલ આવી પહોચ્યો અને ત્યાના બ્રિટિશ સૈન્યને તેણે હરાવ્યુ આ પરાજય પછી અગ્રેજો અને અફ્ઘાનિસ્તાન વચ્ચે આ પહેલી વાર સ્વતત્રરાષ્ટ્રની ગણતરી મુજબ સધિ કરવામા આવી જેમ કાબુલમા બ્રિટિશ એલચી રાખવામા આવ્યો તેમ યુરોપના જુદા જુદા દેશોની રાજધાનીમા પણ અફ્ઘાન એલચી રાખવામા આવ્યા સપૂર્ણ સ્વાધીન રાષ્ટ્ર તરીકે અફ્ઘાનિસ્તાનની જગતમા ગણના થઇ થલ વિજયના ઇનામ તરીકે નાદિરખાનને ફરીથી અફ્ઘાનિસ્તાનનો વડો સેનાપતિ બનાવવામા આવ્યો પરતુ કોઈ અજ્ઞાત કારણથી, કોઈ કોઈ કહે છે કે શારીરિક માદગી સબબ તેણે એ ઓદ્ધો તજ્યો ઘણા લોકાનુ એમ માનવુ છે કે અમાનુલ્લાના સસરા અને પરદેશ ખાતાના પ્રધાન મહમુદ બેગ તરજીના વિરોધને લીધેજ તેને અફ્ઘાનિસ્તાન સાથેનો બધો સબધ છોડવો પડયો રાણી સુરિયાનો પિતા તુર્ક જાતનો હતો અને તેનું કુટુબ પાશ્ચાત્ય કેળવણી મુજબ કેળવાયુ હતુ તે પોતે એક લેખક હતો અને તુર્ક ભાષામા તેણે કેટલીક નવલકથાઓ પણ લખેલી હતી ઘણાખરા એમ માને છે કે અમાનુલ્લા પોતાના સસરા અને તેના શિષ્યોના પ્રભાવથી અજાઇ ગયો હતો અને તેથીજ કોઈ પણ પ્રકારના ઝઘડાથી દૂર રહેવા માટે સિપાહસાલાર નાદિરખાનને પોતાની જન્મભૂમિ છોડી પેરિસમાના અફ્ઘાન એલચીનો

ઓઢી સ્વીકારી ચાલ્યું જવું પડયું હતું. નાદિરખાને જ્યારે પેરિસમાંન અફઘાન એલચીની પદવી સ્વીકારી ત્યારે મહમુદ બેગ તરજી પરદેશ ખાતાનો પ્રધાન હતો. મહમુદ બેગ તરજી અને તેના ચેલકાએ નાદિરખાન પાછળ આદુ ખાઈ મંડયા હતા અને તેની અફઘાનિસ્તાનને કંઈપણ જરૂર હોય તેમ લાગતું નથી એવા વિચારો તેઓ અમાનુલ્લાના મગજમાં ભરવા લાગ્યા. એટલું જ નહિ પણ નાદિરખાનની દેશપ્રીતિ ઉપર પણ તેઓને સંદેહ હતો. મહમુદ બેગ અને તેના પાશ્ચાત્ય કેળવણીથી અંધ બની ગએલા શિષ્યો નાદિરખાનને અફઘાનિસ્તાનનો શત્રુ માનતા હતા. કારણ કે તેઓને શક હતો કે નાદિરખાન જુના વિચારનો હતો અને પોતે આરંભેલા સંસ્કાર કાર્યમાં વારંવાર ડખલ નાખે તેવો હતો. નાદિરખાન પણ મહમુદ બેગ અને તેની શિષ્ય મંડળીને સારી રીતે ઓળખતો હતો. પેરિસમાંના અફઘાન એલચી તરીકે તેણે દેશની ખાણોની શોધખોળ માટે વિશેષજ્ઞો મોકલવાની વ્યવસ્થા કરી. પરંતુ મહમુદ બેગ તરજીએ એ વ્યવસ્થા તોડી પાડી. છેવટે નાદિરખાનને આ પદ પણ છોડી દેવું પડયું અને પેરિસમાંના પોતાના મકાનમાં સામાન્ય નાગરિકની પેઠે રહી અફઘાનિસ્તાન તરફ જોઈ રહેવું પડ્યું. જો કે હજારો માઇલ દૂર તે પોતાના દેશ સાથેનો બધો સંબંધ છોડી બેઠો હતો છતાં તેનું ચિત્ત સ્વદેશની સ્મૃતિથી ભરપૂર બની રહ્યું હતું. સુફી સાધુઓ જેમ એકાંતમાં બેઠા બેઠા પોતાની પ્રિયતમાનું ધ્યાન ધરે છે, એ સંબંધી બહારનો કોઇપણ જાતનો આડંબર રાખતા નથી તેમ નાદિરખાન પણ પોતાના પ્રિય સ્વદેશના ધ્યાનમાં મુંગો મુંગો જીવન ગુજારતો હતો. થોડા દિવસો પછી તેના બે ભાઈઓ શાહ વલીખાન અને હાસમખાન પણ તેની પાસે આવી પહોંચ્યા અને ત્રણે ભાઇઓ એકી સાથે રહેવા લાગ્યા.

યુરોપની મુસાફરી વખતે બાદશાહ અમાનુલ્લાખાને નાદિરખાનને આમંત્રણ આપ્યું હતું. પરંતુ માંદગીને બહાને તેણે એ નિમંત્રણ પાછું ઠેલ્યું હતું. નાદિરખાન જાણતો હતો કે જ્યાંસુધી

મહમુદ બેગ તરજી અને તેના ચેલકાઓ અમાનુલ્લાને ઘેરી વળ્યા છે ત્યાંસુધી હું અફઘાનિસ્તાનને કંઈજ ઉપયોગી થઇ પડું તેમ નથી. ભાગ્યચક્ર ફર્યું અને જ્યારે સ્વદેશપ્રેમની પરીક્ષાનો વખત આવ્યો ત્યારે આ પાશ્ચાત્ય કેળવણી પામેલા મહમુદ બેગ તરજીના શિષ્યોએ અમાનુલ્લાનો ત્યાગ કર્યો હતો. જેમના પર આધાર રાખી અમાનુલ્લા સ્વદેશ કલ્યાણનાં કાર્યમાં ડૂબી ગયો હતો, તેઓ વિપત્તિ વેળા સૌ પહેલાં પોતાનો સાથ તજી ગયા છે એ તેણે નજરોનજર નિહાળ્યું હતું. આ મર્મને વીંધી નાખનારો બનાવ તેને બહુ સાલ્યો હતો અને શિનવારી બંડ વખતે એક દિવસ એવો પણ વખત આવ્યો હતો કે જ્યારે મિત્ર વિનાના અમાનુલ્લાખાનને એકલા બંદુક હાથમાં લઇ રસ્તા પર પોકાર કરવો પડયો હતો કે મારા નહિ પણ માતૃભૂમિના મિત્રો જે કોઇ હોય તે મારી સાથે ચાલે! તે વખતે અમાનુલ્લા તાર પર તાર પેરિસ ફેંકવા લાગ્યો, ઉપરા ઉપર તેડાં આવવા લાગ્યાં, પરંતુ ફુટ રાજનીતિજ્ઞ નાદિરખાન હજુ શાંત હતો. નહોતો હાલતો કે નહોતો ચાલતો. પરંતુ જ્યારે તેણે જોયું કે જાતિ વિપત્તિમાં આવી પડી છે. સ્વદેશ ભયમાં આવી પડયો છે. ત્યારે કોઈનાં તેડાંની રાહ જોયા વગર, રોગથી નંખાઇ ગએલું શરીર છતાં, કોઈપણ જાતની મદદ વગર મરણ જીવન મરણના સોગતી બે ભાઈઓને સાથે લઈ તેણે સળગતી આગમાં ઝંપલાવ્યું. નાદિરખાને જ્યારે અફઘાનિસ્તાનમાં પ્રવેશ કર્યો ત્યારે તેના માથા માટે એક લાખ રૂપીઆનું ઇનામ જાહેર કરવામાં આવ્યું હતું.

## અમાનુલ્લા–સ્વદેશ અને વિદેશમાં

રાજગાદી પ્રાપ્ત થયા પછી અમાનુલ્લાખાનના અંતરમાં પ્રબ વાસના પેદા થઇ હતી કે અફઘાનિસ્તાનને વીસમી સદીના શક્તિશાળ રાજ્યનું સમોવડિયું રાજ્ય બનાવવું. આ વાસના એટલા બધા ઉત્ક રૂપમાં પ્રગટ થઈ હતી કે તે એક પ્રકારની ગાંડાઇ જેવી ગણાય. તુર્કીન નવ જાગરણ અને વિજ્ઞાનની દિક્ષાએ તેની આ ઇચ્છા લાંબે કાળે પણ બર આવે તેવી નિશાનીઓ ખડી કરી હતી. પરંતુ આ અદમ્ય વાસનાના પૂર પ્રવાહમાં તેણે દીર્ઘદૃષ્ટિવાળા રાજપુરુષોને ગુમાવ્યા હતા. તેણે ધાર્યું હતું કે અફઘાનજાતિને હું હૃદય દ્વારા જીતીશ અને તે એક મિત્રની આજ્ઞા માની મારા હુકમો માથે ચડા વશે. આથીજ તે પોતાના અમલની શરુઆતમાં રાજગાદી પરથ ઉતરી સાધારણ નાગરિકના વેશમાં પ્રજાના અંતરમાં પેસવાનો માર્ગ ખોળવા ભટકવા લાગ્યો. રાજાનો બધો અહંકાર, બધો દિમાક તજી પોતાના હૃદયનાં દ્વાર ઉઘાડાં રાખી તે બધી પ્રજાની સાથે ભળવા લાગ્યો. ઇસ્લામ અને અફઘાન જાતિના એક અદના સેવક સિવાય બીજી કોઇ પણ પ્રકારની ગર્વવાણી અંગ્રેજો પર જીત મેળવનાર એ વીરના મુખમાંથી બહાર પડી નહિ.

પર આધાર રાખે છે અને તેથી જ હું તમારા કલ્યાણ માટે તત્પર બન્યો છુ પહેલા ધનવાન વર્ગ અને ઉંચા દરજ્જાના અમલદારો ગરીબો પર જૂલમ ગુજારતા પરંતુ હવેથી એવા પ્રકારનો જૂલમ કાયદાની જાણમા આવતા એવો જૂલમ ગુજારનારને ભયકર શિક્ષા કરવામા આવશે ધર્મ અને પદમર્યાદા તરફ લક્ષ ન આપતા કાયદાની નજરે બધા સરખા છે વ્યક્તિગત દ્વેષ ખાતર હવેથી કોઈ કોઇના ઉપર જૂલમ ગુજારી શકશે નહિ. ખુદ હું પણ નહિ. રાજકારભારમા ખર્ચ પુષ્કળ થતો હોવા છતા હાલમા ખજાનામા સચય થતો જાય છે. સરકારના ખરચે સોથી પણ વધારે વિદ્યાર્થીઓ જર્મનિ, ફ્રાંસ અને જગતના બીજા દેશોમા મોકલવામા આવ્યા છે કેળવણી કેવળ મફત કરવામા આવી છે એટલુ જ નહિ પણ ઘણા વિદ્યાર્થીઓને ચોપડીઓ, ખોરાક અને લુગડાલત્તા પણ સરકાર તરફથી પુરા પાડવામા આવે છે ”

વર્તમાન વૈજ્ઞાનિક પદ્ધતિ અને કારખાનાની બાબતમા અફઘાનિસ્તાન બહુ પાછળ હતો અમાનુલ્લા સમજતો હતો કે દેશની આર્થિક સ્થિત સદ્દર બનાવ્યા સિવાય રાજદ્વારી સ્થાન જાળવી રાખવાનુ કામ મુશ્કેલ છે જો તેમ કરવામા નહિ આવે તો બહારના વેપારીઓના હાથમા દેશના રાજતત્રની લગામ જઈ પડશે શિલ્પ અને વાણિજ્યની ઉન્નતિ સિવાય આ બધી બાબતમા અફઘાનોને બીજા દેશો પર આધાર રાખવો પડશે અને એ સ્થિતિ સ્વતત્રતાની બાધક ગણાશે. આવા વિચારથી તેણે એક તરફથી વિજ્ઞાનચર્ચા માટે અફઘાન યુવકોને યુરોપ મોકલવા માડ્યા ત્યારે બીજી તરફથી દેશમા નાના પ્રકારના કારખાના સ્થાપવાની પેરવી કરવા માંડી. પરતુ પરદેશી ચીજોની આયાત આગળ પ્રથમ તો સ્વદેશી ચીજોને બહુ અનવડો ભોગવવી પડે છે. વળી સ્વદેશી ચીજો પણ શરુઆતમાં એટલી બધી સુદર થતી નથી એટલે લોકો તે ખરીદના સ્વાભાવિક રીતે જ સકોચાય છે પ્રગાઢ

સ્વદેશ પ્રેમ સિવાય કોઇ પણ બાલ શિષ્ય બહારની હરિફાઈ સહન કરી શકે જ નહિ. અમાનુલ્લા અફગાન જાતિમાં આવો સ્વદેશ-પ્રેમ જાગ્રત કરવા મથવા લાગ્યો. ઉપલા સ્વાતંત્ર્ય દિવસે આ સંબંધમાં બોલતાં તેણે જણાવ્યું કે "સ્વદેશી ચીજો પરદેશી ચીજોને મુકાબલે મોંઘી હોય તો પણ તમારે સ્વદેશી ચીજોજ વાપરવી જોઇએ. તમે જો પરદેશી ચીજો ખરીદશો તો તમારો પૈસો તમારા શત્રુ પાસે જશે, અને તે પૈસો બોમ્બ અને શેલના રૂપમાં તમારી ગરદન પર ફેંકાશે. ખાદી પ્રત્યે તમે ખાસ ધ્યાન આપજો. ખાદીમાં ખાસ સાર્થકતા રહી છે. ઘણા માને છે કે મારા મગજમાં વિકૃતિ થઇ છે અને તેથીજ હું ખાદીની વાતો કરૂં છું. પરંતુ લોકો ગમે તેમ કહે છતાં હું ખાદીની ઉપયોગિતા સમજી શકયો છું એ વાત નક્કી છે. અને તેથીજ હું આ બાબતનો પ્રચાર કરવા તત્પર છું. હું જાતે અફઘાનિસ્તાનમાં બનેલો પોશાક પહેરું છું; મારો વડો સેનાપતિ પણ તેમજ કરે છે. હું જ્યારે શાહજાદો હતો ત્યારે મારા પોશાક માટે ૧૨,૦૦૦ રૂપીઆ વાપરવામાં આવતા. પરંતુ હવે ૬૦૦ રૂપીઆથી વધારે ખર્ચ થતું નથી." ઉપસંહાર કરતાં તેમણે કહ્યું કે "અફઘાનિસ્તાનના ભલા માટે હું મરવાને માટે પણ તૈયાર છું. પરંતુ હું દેશને માટે જે કામ કરવા ઇચ્છું છું તેનો સોમો ભાગ અમલમાં મૂકી શકતો નથી. મારી ઇચ્છા એટલી જ છે કે ઇસ્લામ અને અફઘાનિસ્તાનનું કામ બજાવવામાં મારે મારી જાતને ઘસી નાખવી. હું તમારો દાસાનુદાસ બન્યો છું ત્યાર પછી વિશ્રાંતિ કોને કહે છે એ જાણતો પણ નથી. ખુદાતાલા મને ઇસ્લામ અને અફઘાનિસ્તાનની સેવા કરવા જેટલી તાકાત બક્ષો અને તેમ ન બને તો મારૂં મૃત્યુ થાઓ."

અમાનુલ્લાના આ ભાષણમાં કોઇ પણ જાતની રાજદ્વારી રમત નહોતી. આમાં કહેલી વાતો ખરેખર તેના અંતઃકરણમાં રમી રહી હતી. તેણે અફઘાન જાતિ સમક્ષ પોતાના હૃદયનાં દ્વાર ઉઘાડી નાખ્યાં

હતા અને તેમ કરી પોતાના હૃદય દ્વારા અફઘાનિસ્તાનનુ હૃદય જીતવાનો પ્રયત્ન કર્યો હતો પરંતુ તે તેના આદર્શ આગળ અફઘાન જાતિનું માનસ નિહાળવુ ભૂલી ગયો હતો. હૃદય દ્વારા આદર્શનો પ્રચાર થઈ શકે, પરંતુ એ આદર્શને સ્થાયી રૂપ આપવા માટે હૃદય સિવાય બીજી અનેક વસ્તુની જરૂર પડે છે સામાજિક અને આર્થિક ઉન્નતિ તરફ એણે એટલુ બધુ ધ્યાન આપ્યુ કે સૈન્ય વિભાગનું અસ્તિત્વ લગભગ વિલુપ્ત થઈ ગયુ એમ કહીએ તો પણ ચાલે

ઇ. સ ૧૯૨૮ ની શરુઆતમા બાદશાહ અમાનુલ્લા યુરોપની મુસાફરીએ નીકળ્યો અમાનુલ્લાની આ મુસાફરી જગતના ઇતિહાસમાંની સર્વશ્રેષ્ઠ સ્મરણીય ઘટનાઓમાની એક છે. આ આદર્શવાદી રાજા જગતની સર્વ જાતિના મનમા ઊડી શ્રદ્ધા પ્રગટાવી શકયો હતો એ વાત આ મુસાફરી દ્વારા બરાબર સાબીત થઈ જગતના મોટા મોટા રાજ્યોએ તેના સત્કાર માટે એક તરેહની હરિફાઈ માડી હતી એમ કહીએ તો ચાલે પરંતુ આ બધામા એક બાબત ખાસ તરી આવે છે કે તે જે જે દેશમા ગયો હતો તે તે દેશની પ્રજાએ તેના પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા પ્રગટ કરી હતી આનું કારણ શુ હતુ ? આ વીસમી સદી જેવા યન્ત્રચાલિત યુગમા અમાનુલ્લા તેના ચારિત્ર સાથે ભૂતકાળના આદર્શ નૃપતિની આબોહવા લઇ આવ્યો હતો જે રાજા પ્રજાના કલ્યાણ માટે મધરાતે પ્રજાને ઘેર ઘેર ભટકે, જે રાજા સિંહાસનની ભપકામા સામાન્ય પ્રજાથી અદૃશ્ય ન રહે, રાજા છતા સામાન્ય નાગરિકની પેઠે બધાની સાથે પગપાળો ચાલે તે રાજા પૃથ્વી પરના બધા દેશોની જનતાના હૃદય પર સત્તા મેળવે જ એમા કઈ શક નથી તે ઉપરાંત અંગ્રેજોના હરીફ તરીકે વિજેતાનો ગર્વ વીસમી સદીમા કેવળ અમીર અમાનુલ્લાએ જ અનુભવ્યો હતો તેના અસાધારણ શૌર્યના બળ વડે તેણે એક ક્ષણમા જગતની બધી પ્રજાની દૃષ્ટિ આકર્ષી હતી અને તેને રાજા તરીકે માન કેવી રીતે પ્રાપ્ત કરેલુ એ બાબતનું પણ સારૂ જ્ઞાન હતું તેના અભ્યુદય સાથે સર્વસ્વ

ગુમાવી બેઠેલા એશિઆના પ્રાણુમા નવીન આશાના સ્ફુરણો થયા હતા, અને તેથી જ અમનનો ફુગગળ માર્ગ ઓળગતાં તેને પોતાની પ્રિય જન્મભૂમિ તજી ચાલ્યુ જવુ પડયુ ત્યારે ખરેખર હજારો માણુસોએ અશ્રુપાત કર્યો હતો

ઇ સ ૧૯૨૮ની શરુઆતમા બેગમ સુરિયાને સાથે લઈ તે હિંદ માર્ગે યુરોપમા મુસાફરી કરવા નીકળ્યો દુનિયા પરના કોઈપણ રાજાને આટલા બધા વિપુલ પ્રમાણુમા અભિનદન કદી મળ્યા નથી. યુરોપની મુસાફરીના વૃત્તાંતો જગતની બધી ભાષામા બધાં વર્તમાન પત્રોમા પ્રગટ થયાં હતા. જગતની દષ્ટિ તે વખતે અફઘાનિસ્તાન પર ફરી વળી હતી યુરોપના પ્રત્યેક રાષ્ટ્રે તેની સહાનુભૂતિ પ્રાપ્ત કરવા માટે સત્કારની હરિફાઈ માડી દીધી હતી અમાનુલ્લાએ સ્વદેશમા જે આર્થિક સુધારા શરુ કર્યાં હતા તેમા પરદેશી વૈજ્ઞાનિક શક્તિની જરૂર હતી એ જરૂરિયાત ક્યા દેશમાથી પુરી પાડવામા આવશે તે કોઇ જાણુતુ નહોતુ. આ ખાતર બધા દેશો પોતાના માણુસો ને ચીજો અફઘાનિસ્તાનમા સ્થાન પ્રાપ્ત કરે તે માટે પ્રયત્ન કરવા લાગ્યા વળી અફઘાનિસ્તાનનું ભૌગોલિક સ્થાન અનેરૂ હોવાથી બધા દેશો તેની સાથે પ્રીતિ બાધવાના પ્રયત્નો કરવા લાગ્યા અમાનુલ્લાએ આ બધુ માન અફઘાન જાતિના ગૌરવને ભોગે નહિ પણ તેના ગૌરવને વધારી પ્રાપ્ત કર્યું હતુ

હિંદની સરહદ પ થી ૭ તેની સત્કાર પરંપરાની શરુઆત થઇ. તે જે રેલ્વે મારફત હિંદના પ્રવેશ કરવાનો હતો તે રેલ્વેએ તેને માટે ખાસ ડબો તૈયાર કરવાની જવાબદારી માથે લીધી હતી. લાહોરની નોર્થવેસ્ટર્ન રેલ્વેએ તેના સલુન માટે ખાસ પરદેશથી સાગનુ લાકડું મગાવ્યુ હતુ અને તે સલુનના બાથ રૂમમાં રૂપાના પતરા જડી લેવામાં આવ્યા હતા આ સલુન બનાવવા માટે બે લાખ ને સિત્તેર હજાર રૂપીઆનું ખર્ચ કરવામા આવ્યુ હતુ.

ઇ. સ. ૧૯૨૭ ના ડિસેમ્બરમાં હિંદના મુસલમાનો તરફથી મુંબઇ શહેરમાં તેના સત્કારની ભારે તૈયારીઓ થઇ રહી હતી. ૧૭ મી તારીખની વિશાળ સભામાં સર ઈબ્રાહીમ રહિમતુલ્લા અને મરહુમ હકીમ અજમલખાને બે સ્વતંત્ર અભિનંદનપત્રો વાંચ્યાં હતાં. મુંબઈની જુદી જુદી સંસ્થાઓ તરફથી પણ તેને માનપત્રો મળ્યાં હતાં. અહીં તેને કસ્તુરબાઈ ગાંધી, સરોજિની નાઈડુ, અલ્લી બિરાદરો એનિ બિસાન્ટ વગેરેની પણ મુલાકાત થઈ હતી. અંજુમને ઇસ્લામના અભિનંદન પત્રના જવાબમાં તેણે જણાવ્યું હતું કે "હું અફ્ઘાનિસ્તાનનો એક ગરીબ સેવક છું. અફ્ઘાનિસ્તાન મારો પ્રાણ છે, આત્મા છે, સર્વસ્વ છે."

હિંદ છોડી તે મિસર ગયો. રાજા ફુઆદ અને લોર્ડ લોઇડે ત્યાં તેનો સત્કાર કર્યો. રાજા ફુઆદે તેને મિસરનો મોટામાં મોટો "ઓર્ડર ઓવ મહમ્મદ અલ્લી"નો ખિતાબ આપ્યો. મિસરના મ્યુઝિઅમથી માંડીથી બધાં હુન્નર–ઉદ્યોગનાં કારખાનાંની તેણે મુલાકાત લીધી. અને એક કોલેજની તપાસણી કરતાં તેણે જાતે વિદ્યાર્થીઓ સમક્ષ પોતાને હાથે એક રાસાયનિક પ્રયોગ કરી બતાવ્યો.

૫ મી જાન્યુઆરીએ તે અલેકઝાંડ્રિયાથી ઇટાલિ તરફ રવાના થયો અને ૮ મી જાન્યુઆરીએ તેણે ઇટાલિમાં પગ મૂક્યો. સ્ટેશન પર ઇટાલિના રાજા, રાણી, યુવરાજ, મુસોલિની અને મંત્રીવર્ગે તેનો સત્કાર કર્યો. અમાનુલ્લા જ્યારે ઇટાલિનાં નગરોમાં ફરતો હતો અને જુદી જુદી સંસ્થાઓની મુલાકાત લેતો હતો તે વખતે યુરોપના બીજા દેશમાં પણ તેના સત્કારની તૈયારીઓ થઈ રહી હતી. અમાનુલ્લાના રહેઠાણ માટે પ્રજાસત્તાક જર્મન સરકારને ખાસ મુશ્કેલી ઉભી થઈ હતી. કારણ કે બર્લિનમાં જેટલા રાજમહેલ છે, તે બધા જર્મન રાજવંશની સંપત્તિ ગણાય છે. તે માટે જર્મન સરકાર અફ્ઘાન બાદશાહને રહેવા માટે એકાદ રાજમહેલ ખરીદવાની ગોઠવણ કરવા લાગી. ફ્રાંસમાં ફ્રેંચ સરકારે નક્કી કર્યું કે અફ્ઘાન

ગજદંપતિ તરફ ખાસ સન્માન દર્શાવવા માટે નેપોલિયનની વિખ્યાત શય્યા અમાનુલ્લાને માટે અને ઈતિહાસ પ્રસિદ્ધ ગણી મેરી એન્ટો નિયેટાની પથારી બેગમ સુરિયાને માટે રાખવી ફ્રાસના ઇતિહાસમા પહેલી જ વાર આ નિખ્યાત શય્યાઓ બીજાને વાપરવા આપવામા આવી હતી

ક્રમથી અમાનુલ્લા બેલ્જિયમ અને સ્વિટ્ઝર્લેંડ થઈ જર્મનિ આવ્યો જર્મનિમા તે જે રાજમહેલમા ઉતર્યો હતો તેની ચોમેર લોકો તેના દર્શન માટે ઘેરી વળ્યા હતા એ જનતામા માજી જર્મન યુવરાજ પણ હતો કદાચ તે અમાનુલ્લાના સત્કારનો દેખાવ જોઈ પોતાના ગયા દિવસોની સ્મૃતિ તાજી કરતો હશે, પરતુ ભાગ્યદેવી તે વખતે હાસ્ય કરી રહી હતી તે વખતે કોણ જાણતું હતું કે અમાનુલ્લાને પણ થોડા જ સમયમા માજી રાજા બનવુ પડશે

ઇંગ્લાડમાં અમાનુલ્લાનો સત્કાર જેવી રીતે કરવામાં આવ્યો હતો, તેવી રીતે બીજા કોઈનો સત્કાર ભાગ્યે જ કરવામા આવ્યો હશે ઇગ્લાડના અતિથિ બની તેણે તેના લશ્કરથી માંડીને બધી વિખ્યાત સસ્થાઓની મુલાકાત લીધી હતી ઇગ્લાડની રાષ્ટ્રિય કર્મપદ્ધતિ તેણે આવા સત્કારના આડબર વચ્ચે પણ બરાબર તપાસી લીધી હતી ત્યાર બાદ તે ફરીથી પેરિસ થઈ, બર્લિન થઈ પોલાડ ગયો હતો

જે રાજમહેલમા પોલાડના જુના રાજાઓ ઉનાળાની હવા ખાતા હતા, તે રાજમહેલ અમાનુલ્લાના ઉતારા માટે આપવામા આવ્યો હતો પોલાડથી તે રશિયા આવી પહોચ્યો કૉમ્યુનિસ્ટોએ તેના સત્કાર માટે બહુ આડબર કર્યો નહોતો અફઘાન અમીરે રશિયાની બધી સસ્થાઓ તપાસી હતી મોસ્કોમા રશિયાના મુસલમાનોએ તેને ૨૦૦ વર્ષ પહેલા લખાએલી કુરાનની એક નકલ ભેટ તરીકે આપી હતી મોસ્કોથી તે તુર્કસ્તાન ગયો હતો

નવ

## કમાલપાશા અને અમાનુલ્લા

અમીર અમાનુલ્લા જ્યારે તુર્કસ્તાનમાં આવી પહોંચ્યો ત્યારે કમાલપાશાએ વ્યક્તિગતપણે તેના પર એક અભિનંદન પત્ર મોકલી આપ્યું હતું. આ અભિનંદનપત્રમાંના વિચારો સાથે અમાનુલ્લા સંબંધમાં પ્રાચ્ય જગતની આશાઆકાંક્ષાના વિચારોનો ગાઢ સંબંધ હોવાથી એની એકાદ ઐતિહાસિક દસ્તાવેજ તરીકે ગણતરી થાય છે. કમાલ પાશાએ આ અભિનંદનપત્રમાં લખ્યું હતું જે,—

"બધી તુર્ક જાતિ, તુર્કસ્તાનનું નવજાગ્રત પ્રજાસત્તાક તંત્ર અને તે સાથે હું પણ આજે અમારામાં મહામહિમાન્વિત ગણાતા આપને અને સમ્રાજ્ઞીને અતિથિરૂપે પ્રાપ્ત કરી પરમ આનંદ પામ્યાં છીએ. હું વ્યક્તિગત ભાવે અને તુર્કસ્તાનના નવીન પ્રજાસત્તાક તરફથી અમારી એક સહોદર જાતિના પ્રતિનિધિરૂપે હે ઉમદા દિલવાળા ભાઈ, તમને અને મહામહિમાવાળાં સમ્રાજ્ઞીની આવકાર આપું છું.

"એક દિવસ મધ્ય એશિયાના ખુલ્લા મેદાન પરથી આપણા બંનેના વડવાઓ જગતમાં ચોમેર ફેલાઇ ગયા હતા. અફઘાનોની સાથે અમારા વડવાઓને જે ગાઢ સંબંધ હતો તે જગત સારી રીતે જાણે છે.

"ભૂતકાળમાં અફઘાન અને તુર્ક એ બંને જાતિઓએ એક જ આદર્શથી પ્રેરાઇ એક જ ઉદ્દેશ પાર પાડવા માટે કામ શરુ કર્યું હતું. આપણી આ શક્તિના અમોઘ જ્ઞાનત્વબોધ અને મિલનના આવિષ્કાર ભૂતકાળ તરફ નજર કરતાં જ માલમ પડે છે કે આપણા પૂર્વજોએ

આપણે માટે એવું એક વિશાળ રાજ્ય વારસામાં મૂક્યું હતું કે તેની સીમા આપણી હાલની રાજસત્તા બહાર પણ બહુ દૂર સુધી વિસ્તાર પામી રહી છે અને તેથી આજે જગતમાં જુદે જુદે સ્થળે આપણી જૂની સંસ્કૃતિની નિશાનીઓ તરીકે કાલને જીતનારા બાંધકામો આપણા ભૂતકાળના ભણકાર સમા આપણી જૂની સગાઇની સાક્ષી આપવા માટે ઉભા છે.

" ઓ પ્રિય આત્મીય બાદશાહ, આપણા બંનેના જીવન-ઇતિહાસમાં કેટલાય બનાવો સમાન વહ્યા ગયા છે અને તેનો વિચાર કરતાં નવાઇ પામવું પડે છે ઇ સ ૧૯૧૯માં જ્યારે પોતાની જાતિનું માન અને સ્વાતંત્ર્ય અતૂટ રાખવા માટે સમગ્ર અફઘાન જાતિમાં મોવડી રૂપે તમે તમારૂં બધું ધ્યાન દોર્યું, તેજ સમયે, મને લાગે છે કે તેજ તારીખે યુરોપના પૂર્વ પ્રદેશના છેડે આવેલા અમે અમારી જાતિને મૃત્યુના જડબામાથી છોડાવવા માટે અને જાતિ માત્રની પવિત્રમાં પવિત્ર સંપત્તિ સ્વાધીનતાનું રક્ષણ કરવા માટે સમગ્ર સંસ્કૃત જગતની એકત્ર શક્તિ સામે ઝૂઝવા તૈયાર થયા હતા. આપણી બંનેની જાતિઓએ તે દિવસે જે દારુણ દુઃખો સહન કર્યાં છે તેની પુનરાવૃત્તિ અત્યારે નકામી છે.

" જે જાતિ સ્વાધીનતાને પ્રાણથી પણ પ્યારી ગણે છે, તેને માટે સર્વ પ્રથમ અને સર્વ શ્રેષ્ઠ કામ્ય વસ્તુ પરિપૂર્ણ સ્વાધીનતા થઇ પડે છે એ સ્વાધીનતામાં કોઇપણ પ્રકારનો સંદેહ હોતો નથી, કોઇ પણ પ્રકારની શરતોના બંધનો હોતા નથી. એ જાતની સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે જીવનનું સર્વ શ્રેષ્ઠ ધન તજવું પડે તો બહેતર છે જો તે ખાતર જાતિના એકેએક મનુષ્યનું બલિદાન આપવું પડે તો તે આપીને પણ એ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની છે કર્તવ્ય બજાવતી વખતે જે જાતિ માર્ગ અગર પરિમાણ ખાતર નકામો તર્કવિતર્ક કરવા ન બેસે અને કર્તવ્ય કર્મમાં ડૂબી જાય, તેજ જાતિ મનુષ્ય સમાજમાં સન્માન પામવા લાયક છે

"આજે, જે જાતિને જગતની ઇચ્છા વિરુદ્ધ પોતાની સ્વતંત્રતા જાળવી રાખવી હોય, તેને વર્ત્તમાન સંસ્કૃતિ સાથે મેળ રાખ્યેજ છૂટકો છે. આપે તે દિશામાં પણ પાછું પગલું ભર્યું નથી.

"અફઘાન જાતિના બાદશાહ, ઓ અમીર અમાનુલા, એશિઆના પ્રકાશમાન સૂર્ય, જગતના આ અંશ ઉપર જે સૂર્ય આજે પ્રકટ થયો છે, તેનાં કિરણો ઉપર, જે જાતિઓનાં આકાશ સૈકાઓના જૂલમોના અંધકારથી છવાઈ ગયાં છે તેઓનાં ભાગ્યનો આધાર છે. તેથી આ પ્રકાશમાન સૂર્યનું તેજ વાદળાંથી ન ઢંકાઈ જાય એવી અમારી પ્રભુ પાસે પ્રાર્થના છે."

પરંતુ ઈતિહાસ પણ વ્યંગ કરવા તલસતો હતો. અને તેથી આ નવોદિત સૂર્ય તેની ઉદયવંદના સાથે જ અંધકારમાં ઢંકાઈ ગયો.

દશ

## અમાનુલ્લા અને શિનવારી વિપ્લવ

ગ્રીક પુરાણમાં એક દંતકથા છે. ટ્રોયના નાશ પછી મહાવીર યુલિસિસ જગતના અજાણ્યા સમુદ્રોનો ભેદ જાણવા માટે ઘેર પાછો ન જતાં દુર્ગમ પંથે કેટલાક સાહસિક વહાણવટીઓને સાથે લઈ રવાના થયો. નવું નવું જાણવાની, નવું નવું જ્ઞાન પ્રાપ્ત કરવાની દુર્દમનીય પ્રવૃત્તિ તેને ઘેરી વળી.

ઘણાં ઘણાં દુઃખો વેઠયા બાદ તેણે સાંભળ્યું કે એક સમુદ્રને કિનારે સાગર અપ્સરાઓ ગાયન કરે છે. એ સુર, એ કંઠ કોઇપણ મર્ત્ય લોકનો માનવી સાંભળી શકતો નથી. એ સુરનું આકર્ષણ એવું

ગમગ છે, એ સૂર એટલો મધુર છે કે જે કોઇ મનુષ્ય તે સાભળે છે તેને એ સાગર કિનારેજ રહી જવુ પડે છે

યુલિસિસને એ દિવ્ય ગાન સુણવાનું મન થયુ જે સૂર હજુ સુધી કોઇ મર્ત્ય માનવીને કાને પડયો નથી તે સૂર સાભળવા તેનું સાહસિક મન ઉછાળા મારવા લાગ્યુ ખલાસીઓએ તેને ઘણુ ઘણું સમજાવ્યો તેઓએ કહ્યુ કે ભાઈ, તારી ઉત્કંઠા જોતા અમને નક્કી લાગે છે કે તુ એ સૂર સાભળી ત્યાને ત્યા રહીશ ગ્રીસ પાછો ફરીશ નહિ

પરતુ યુલિસિસ અટકયો નહિ. તેણે એક યુક્તિ કરી દરેક ખલાસીના કાનમા રૂના પૂમડા ઘલાવ્યા પરતુ પોતે એ દિવ્યગાન સાભળવા ઇચ્છતો હોવાથી તેના સોબતીઓને કહ્યુ કે તમારે મારા કાનમા પૂમડા ન ઘાલવા પણ મને વહાણના ડોલ સાથે મજબૂત દોરડા વડે બાધવો એવો સજ્જડ બાધવો કે કોઈ પણ રીતે હું એ બધનમાથી મુકત થઈ શકુ નહિ. આ પ્રમાણે પેલું દિવ્યગાન સાભળવા માટે યુલિસિસની નૌકા રવાના થઈ યુલિસિસના બદોબસ્તને પરિણામે તે એ દિવ્યગાન સાભળી શકયો ! અપ્સરાઓ પાસે પહોચવા માટે તેના દેહના અણુએ અણુ તત્પર થઇ ગયા, પરતુ ડોલ સાથે તેને એવો સજ્જડ બાંધ્યો હતો કે તેમાનું કઈ ન બન્યુ

નવ જાગ્રત પૂર્વ સમક્ષ યુરોપ એ સાગરવાસિની અપ્સરાઓ સમાન છે તેનુ વિજ્ઞાન, તેનુ તત્ર, તેની વ્યાવહારિક સસ્કૃતિનો આદર્શ, એ માયાવિનાના સૂર જેવા છે ! એક વાર સાભળવામા આવે તો હમેશને માટે આપણે તેને વશ થવુ જ પડે

અમને લાગે છે કે એ જૂના ગ્રીક વીરની માફક અમાનુલ્લાનું હૃદય પણ અજાણી વસ્તુને જોવા, માનવ જ્ઞાનની સીમા વધારવા તત્પર બની રહ્યુ હતું પરતુ તેણે યુલિસિસની પેઠે પોતાને ડોલ સાથે બાધી રાખવાની વ્યવસ્થા કરી ન હતી તેના સોબતીઓએ પણ

કાનમાં પૂમડાં નાખ્યાં ન હતાં. અને તેથીજ તે જ્યારે પાછો અફઘાનિસ્તાનમાં આવ્યો ત્યારે પોતાની જાતને અજ્ઞાનપણે એ યુરોપી અપ્સરાના મોહક મંત્ર સમક્ષ વેચતો આવેલો હતો; ખાસ કરીને તેના સોબતીઓ તો ખચિત.

યુરોપી સંસ્કૃતિનું માર્જિત રૂપ, અપૂર્વ બાહ્યશ્રી, માર્જિત સ્ત્રી, સુંદર નાગરિક, સુંદર વૈજ્ઞાનિક વિધિવ્યવસ્થા, વ્યવહારિક જગતમાં બધા પ્રકારનાં સૌંદર્યની પરાકાષ્ઠા તેના લાગણી પ્રધાન ચિત્તને મુગ્ધ કરી રહ્યાં હતાં અને તેના સોબતીઓ સાથે તે પોતે પણ એમ માનવા લાગ્યો હતો કે આ જડ અને અવ્યવસ્થિત જાતિને, આ આડાટેડા બંદોબસ્તને, આ પૂર્વના લોકોને સુલભ થઈ પડેલી આળસુ કુરુપતાને હું એક ક્ષણમાં સુંદર અને સૌષ્ઠવભરી બનાવી શકીશ. મહમ્મદ બેગ તરજીના શિષ્યો પણ એમજ ઇચ્છતા હતા. સાગરતીર પરની અપ્સરાઓનું ગાયન તેમણે પણ સાંભળ્યું હતું. કાબુલને તેઓ પેરિસ બનાવી દેવા માગતા હતા. અફઘાન આત્માને વૈજ્ઞાનિક દેહથી વિભૂષિત બનાવવા ઇચ્છતા હતા.

પરંતુ રોજિંદા જીવનમાં મનુષ્ય જેમ પોશાકમાં ફેર બદલો કરે છે, તેમ જાતિ કરી શકતી નથી. તેનો પોશાક બદલાવવા માટે નેપથ્ય વિધાનની ક્રિયા પૂરી કરતાં કોઈ કોઇ વખતે એકાદ સૈકો પણ બસ થતો નથી. ખાસ કરીને એ જાતિ કે જે પોશાકના પરિવર્તનના તત્ત્વને સ્વીકારતી ન હોય.

અમાનુલ્લા અને તેના યુરોપયાત્રી મિત્રો વિચારી શક્યા નહિ કે અમે જ્યારે નવા નવા દેશોની આબોહવામાં ભટકીએ છીએ, ત્યારે અફઘાન જાતિ અંધકારમાં બેઠી બેઠી પોતાની સ્વતંત્રતાના રક્ષાકવચ તરીકે પશ્ચિમને ભય ને ઘૃણાથી જોતી બેઠી છે. આ ભય અને ઘૃણાને લીધે પ્રત્યેક પ્રાચ્ય જાતિ પાશ્ચાત્ય બધા આદર્શને પોતાનાથી દૂર રાખવાનો પ્રયત્ન કરે છે અને પરિણામે કોઇ કોઇ વેળા ઘણી સારી

બાબતોથી પણ વંચિત રહે છે. પરંતુ આ બાબતને એક બીજા દૃષ્ટિબિંદુથી નિહાળવાની જરૂર છે. દુર્બળ, અસહાય જાતિને નાશ પામતી અટકાવવા માટે આ એક પ્રકારનો સ્વાભાવિક બખ્તર જેવો ધર્મ છે. અફઘાનિસ્તાનના મુલ્લાંઓએ ઘણી વાર પાશ્ચાત્ય આદર્શના અનુકરણ વિરુદ્ધ અફઘાન જાતિને ઉશ્કેરી હતી. તેઓના પ્રચારને લીધે જ અફઘાનો આટલા બધા સ્વાતંત્ર્યપ્રિય, સ્વાધીનતાકામી છે, અને આજ સુધી બ્રિટિશ સિંહ જેવી બળવાન સરકાર પણ આ રુદ્ર રાષ્ટ્રને પોતાને તાબે રાખી શકી નથી. આ બાબતને લીધે જ સ્વાતંત્ર્ય બોધ એ અફઘાનોની વ્યક્તિગત સંપત્તિ બનેલ છે. કોઇ પણ રાજા, કોઈ પણ રાજ્ય પરિવર્તન, આ સ્વાતંત્ર્યબોધને જરાપણ અડચણ કરી શકતાં નથી. અફઘાન જાતિની આ મૂળ શક્તિ છે. આથી એવો કોઈ ફેરફાર કરવામાં આવે કે જે વડે આ સ્વાતંત્ર્યબોધને અડચણ થાય તો તેવા ફેરફાર કરનારને બહુ બહુ વિચાર કરવા પડે છે. જાતિનો સંદેહ દૂર કરવા માટે પુષ્કળ અવકાશ આપવો પડે છે. અમીર અબ્દુર રહેમાન આ બિના સારી રીતે સમજતો હતો. આ જાતિગત સ્વાતંત્ર્યબોધને આઘાત ન પહોંચે તે રીતે નાના પ્રકારની યુક્તિથી જે રાજદ્વારી પુરુષ ધીરેધીરે જાતિને ઉન્નત બનાવવાનો પ્રયત્નો કરે તેજ અફઘાનજાતિ સાથે પગલાં માંડી શકે અને તેને ઉન્નત બનાવી શકે. આ વિશાળ જનશક્તિના પ્રવાહને અટકાવવા આડો બંધ ન બાંધતાં એને નદીમાં વાળી શકે તેજ આ જાતિનું કલ્યાણ સાધી શકે તેમ છે. પરંતુ એમ કરવા માટે પ્રથમ તો નદીના કિનારાના બંધ મજબુત કરવા પડે. નહિ તો પૂરના પ્રવાહરૂપે એ આખા દેશને ડુબાડી મારે.

અમાનુલ્લાનું દુર્ભાગ્ય હતું કે તેના સોબતીઓ જ્યારે તેને યુરોપનં સુધારા દેશમાં દાખલ કરવા સંબંધી સલાહ આપી રહ્યા હતા ત્યારે તેની ગેરહાજરીમાં સ્વાર્થાન્વેષી શક્તિ યોગ્યસમય ને ક્ષેત્ર મળતાં તેના વિરુ અજામત ઉભો કરતી હતી. અમાનુલ્લા જ્યારે જુદી જુદી ટોળીઓ

વૈજ્ઞાનિક પ્રેરણા પાઈ ઉન્નત વિશાળ જાતિ રચવાનાં સ્વપ્નાં જોઈ રહ્યો હતો. બરાબર તેમ વખતે તેની વિરોધી શક્તિ અફઘાનિસ્તાનને સેંકડો વિભાગમાં વહેંચી નાખવા, જુદી જુદી ટોળીઓ કદી એકત્ર ન થાય અને પરસ્પર લડતી ઝઘડતી રહે તેવા પ્રયત્નો કરવા મંડી પડી હતી. આ વિચાર યાદ કરતાં છાતી ફાટી જાય છે કે જ્યારે અમાનુલ્લા યુરોપમાં બેઠો બેઠો અફઘાનોને ઉન્નત બનાવવાની યોજનાઓ ઘડયા કરતો હતો ત્યારે તેની ગેરહાજરીમાં તેની આ યોજનાઓને ખોટું રૂપ આપી દેશવાસીઓ સમક્ષ તેને હલકો પાડવાની પ્રબળ ચેષ્ટાઓ ચાલતી હતી. તરકટી ફોટોગ્રાફીથી માંડીને ખોટા સમાચાર રચી કાઢવા સુધીની બધી સગવડો આ વિરોધી શક્તિના હાથમાં હતી અને તે તેણે બરાબર અજમાવી હતી.

ઈ. સ. ૧૯૨૮ ના જુનની ૨૮ મી તારીખે અમાનુલ્લા પાછો ફર્યો. તેણે જ્યારે દેશના પ્રતિનિધિઓને બોલાવી જણાવ્યું કે હું તમારા ભલા માટે યુરોપ ગયો હતો ત્યારે તેના મનમાં લગારે સંદેહ હતો નહિ કે જે જાતિનું મેં હૃદય જીત્યું હતું તે જાતિના હૃદયમાં આજે હળાહળ સંદેહ ભર્યો છે. તે પ્રેમનું જે ક્ષેત્ર તૈયાર કરી ગયો હતો તેમાં તેણે ધાર્યું હતું કે હું જે બીજ વાવીશ તે ટુંકા સમયમાં ઉગી નીકળશે; હતભાગી અમાનુલ્લા જાણતો નહોતો કે અત્યારે તો એ રેતીના રણમાં બીજ વાવી રહ્યો છે. અને તેથી જ જ્યારે એકાએક બળવો ફાટી નીકળ્યો ત્યારે સમસ્ત જગતમાં જો સાથી વધારે ચમક્યું હોય તો તે અમાનુલ્લા પોતેજ હતો.

ઘણા લોકો એમ માને છે કે આ બળવાના મૂળમાં જે અ-સંતોષની આગ પ્રગટી હતી તેમાં લાકડાં સંકોરનાર કોઇ બહારની જ શક્તિ હતી. એક તો અફઘાનો ધર્માંધ અને વિચાર વિનાના હોય છે તેમાં વળી ગોગ્ય અવસર મળી રહ્યો હતો. બેગમ સુરિયા બુરખો છોડી યુરોપમાં જુદા અમીર વર્ગના માણસો સાથે વાતચીત કરતી હતી.

ખુલ્લા મુખે ઉદ્યાનભોજનમાં ભાગ લેતી હતી. એ વખતે તે સંપૂર્ણ યુરોપીઅન પોશાકમાં સજ્જ થતી. આ સમાચાર અફઘાનો સમક્ષ રજૂ કરવાની જેને જરૂર લાગતી હતી તેઓએ આ સમાચારમાં ખૂબ મરીમસાલો મેળવી ધાર્મિક રીતરિવાજો સાથે આ પ્રસંગને જોડી દઈ અફઘાનો સમક્ષ રજૂ કર્યા હતા. અમાનુલ્લાને ઈસ્લામ'દ્રોહી ઠરાવવા માટે એક ભયંકર કાવતરૂં રચાયું હતું. અફઘાનિસ્તાનના મુલ્લાંઓનો એક વર્ગ આ કાવતરારૂપી અગ્નિને ફૂંકવાનું કાર્ય કરી રહ્યો હતો અને તેથી જ આપણને આ બળવાના ઉત્તેજકરૂપે આ મુલ્લાંઓ જ નજરે પડતા જણાય છે. પરંતુ આ કાવતરાની સામગ્રી ને ગોઠવણી પરથી નિશ્ચિત રૂપમાં તો નહિ પણ અનુમાન તો કરી શકાય છે કે પાશ્ચાત્ય કેળવણીથી અજાણ્યા મુલ્લાંઓની પાછળ બીજી કોઈ શક્તિમાન ને કુશળ ઉત્તેજક શક્તિનો હાથ હતો. કર્નલ લોરેન્સે પ્રગટાવેલા અરબ વિપ્લવની કથા વાંચતાં આ અનુમાનને અનૈતિહાસિક તો કોઈ કહી શકે તેમ નથી જ.

ઘણા લોકોએ આ વખતે અનુમાન કર્યું હતું કે અરબસ્તાનનાં રણોમાં ભટકતો, છદ્મવેશ ધારી, કાવતરાંબાજ કર્નલ લોરેન્સ પણ આ વિપ્લવના મૂળમાં હતો. કર્નલ લોરેન્સનું નામ આજકાલ પ્રાચ્ય જગતમાં તદ્દન જાણીતું બની ગયું છે. ભવિષ્યના ઈતિહાસકારો આ જાતના લોકોને માનવસમાજના કયા વર્ગમાં મૂકશે તે અમે જાણતા નથી. અમે તો તેને નિષ્કામ કાવતરાંની મૂર્તિરૂપ માનીએ છીએ! આપણે અત્યાર સુધી નિષ્કામ પુણ્યની વાતો સાંભળતા આવ્યા છીએ, પરંતુ નિષ્કામ નુકસાનનાં ઉદાહરણ બહુ જાણવામાં આવ્યાં નથી! કર્નલ લોરેન્સ તેની જીવતી જાગતી સાબીતી છે. એશિયા તથા પ્રાચ્ય જગતને નિષ્કામ નુકસાન કરવું એ આ મહાપુરુષનું જીવન મંત્ર છે. અને તે ખાતર તે પ્રાચ્ય દેશોની જુદી જુદી ભાષાઓ એવી તો કંઠસ્થ કરી રાખે છે કે છુપા વેશમાં તેને કોઈ યુરોપિયન માની શકે નહિ! તે જેવો સાહસિક છે, તેવો જ બુદ્ધિશાળી અને કલાકુશલ

છે સામ્રાજ્યવાદી પાશ્ચાત્ય જાતિની બધી રાજદ્વારી પ્રતિભા આ માણુસમા ભારોભાર સમાઈ રહી છે એની હીલચાલ પણ હમેશા ભેદી હોય છે અગ્ગ્સ્તાનમા ખિલાફતનું દફ્ન કાર્ય કરી અચાનક તે અદશ્ય થઇ ગયો હતો તે ક્યા છે, જગતનુ અથવા તેની જાતિનુ શુ કલ્યાણુ સાધે છે તે પછીથી કોઇ જાણી શકયુ નહોતુ અકસ્માત લાલા લજપતરાયની અત્યેષ્ઠિ ક્રિયા વખતે પીર કરમશાહ નામની એક વ્યક્તિને માર પડયો અને તેણે પોલિસનો આશરો લીધો ત્યારે હિંદનાં વર્તમાન પત્રોએ ખુલ્લી રીતે સદેહ પ્રગટ કર્યો કે આ પીર કરમશાહ એજ આપણા વિખ્યાત કાવતરાબાજ કર્નલ લોરેન્સ છે આ પીર સાહેબ સબધમા જે વૃત્તાત બહાર પડયો તે પરથી ખરે-ખર તેના પીરપણા સબધમા તો સદેહ કરવા જેવુ જ હતુ ! તે આ બનાવ પહેલાં ત્રણુ વર્ષ અગાઉ અજમેરમા રાજાની માફક રહેતો હતો પૈસા ટકાનો તેની પાસે તોટો નહોતો

લાહોરના મુલ્લા જલિલે આ સબધમા એક ખુલાસો બહાર પાડયો હતો આ ખુલાસામા તેણે જે ભયકર કાવતરૂ ખુલ્લું પાડયુ હતું તેને ખરૂ માની લેતા પણ કાળજુ કામ કરે તેમ નથી મનુષ્ય કોઇ પણ જાતના કારણ વગર આટલો બધો અકલ્યાણ કરનાર કેમ બને છે તે કોઈપણ રીતે ખ્યાલમા ઉતરે તેમ નથી તેમનો ખુલાસો જો ખરો હોય તો અમાનુલ્લાને આટલી ઝડપથી અફઘાનિસ્તાન કેમ છોડવુ પડયુ તેના કારણો સ્પષ્ટ સમજાય છે

મુલ્લા સાહેબ લખે છે, કે " યુરોપના જુદા જુદા શહેરોમા જ્યારે બેગમ સુરિયા મુસાફરી કરતી હતી ત્યારે જુદા જુદા શહેરોની કેટલીય કુલાગનાઓ તેની સખી તરીકે સાથે રહેવા ભાગ્યશાળી બની હતી આ કુલાગનાઓમાની કેટલીક યુરોપના અમુક રાજ્યોની જાસુસી પણ કરતી હતી આવી સ્ત્રી જાસુસો બેગમ સુરિયા સાથે એવુ સાહેલીપણું કેળવતી કે કોઇ કોઇ વખતે તેઓ તેના શયનગૃહમા પણ

હાજર રહેતી બેગમ સાહેબાને તેઓ બહુ ચાહે છે એવા બહાના તળે તેઓએ તેના ઊઘતી વેળાના અને ઊંઘવા જતી વેળાના ફોટા પણ લીધા હતા બેગમ સાહેબાના આવા ફોટા પાછળથી હજારોની સખ્યામા છપાઇ ગઇ અજાણ્યા એજન્ટ દ્વારા પીર કરમ અલીશાહને મોકલવામા આવતા પીર અલીશાહ યુરોપિયન હતો અને સાત જુદી જુદી ભાષાનો વિદ્વાન હતો. તેનું ખરૂં નામ કરમઅલી ન હતુ નાના પીર સાહેબના શિષ્ય થયા પછી તેણે પોતાનું નામ કરમઅલી રાખ્યુ હતું આ માણસ વેશ પલટાવવાની કળામા સિદ્ધહસ્ત હતો અને અતિશય નિપુણતા સાથે કોઇપણ ભૂમિકાનો અભિનય ભજવી શકતો હતો નાના હજરત સાહેબના શિષ્ય થયા પહેલા તે હજરત સાહેબની મજલિસમા વારવાર જતો આવતો હતો આ મજલિસનુ વિશેષત્વ કાબુલના શાહી ખાનદાન અને સરદાર મહમુદ બેગ તરફના ખાનદાન વિરુદ્ધ નિયમિત તિરસ્કાર પેદા કરે તેવાં ભાષણો કરવાનુ હતું જે દિવસે પીર કરમશાહે હજરત સાહેબને હાથે દીક્ષા લીધી ત્યારે હું ત્યા હાજર હતો. હજરત સાહેબના કૃપાપાત્ર થવા માટે કરમઅલી લગભગ દરરોજ તેના દરબારમા હાજર રહેતો

" એક દિવસે કરમઅલીએ બેગમ સુરિયાના પેલા શયનગૃહમાના ફોટાઓ હજરત સાહેબના હાથમા મૂકયા આ ફોટોઆફો વૈજ્ઞાનિક કળાદ્વારા બીજા પુરુષોની સાથે જોડવામા આવ્યા હતા એ ફોટા જોઇ જે માણસ ફોટાને આ રીતે પાડવાનો ઊડો ભેદ ન જાણતો હોય તેને અવશ્ય ક્રોધ ચઢયા સિવાય રહેજ નહિ હજરત સાહેબ તરતજ ગર્જી ઉઠયા, " હું અમાનુલ્લા અને સુરિયાનું માથુ ભાગી નાખીશ," આ બનાવ બન્યા પછી હજરત સાહેબ પાસે પીર સાહેબની અવર-જવર વધવા લાગી તે વખતોવખત હજરત સાહેબને મહોરો અને સોનાના સિક્કા નજરાણા તરીકે આપવા લાગ્યો કરમશાહ કોઇ કોઇ બ્રિટિશ અમલદાર અને ખ્રીસ્તી પાદરીઓની પણ છુપી મુલાકાતો લેતો હતો

" યુરોપથી બાદશાહ પાછો ફર્યો તે પહેલાં એક દિવસે હજરત સાહેબે એક સિલ કરેલું પરબિડિયું કરમશાહના હાથમાં આપ્યું અને મને તેની સાથે અફઘાનિસ્તાન જવાનું જણાવ્યું. રસ્તામાં અમે કેટલીક લશ્કરી છાવણીમાં મેમાન તરીકે રહ્યા હતા. આ ચિઠ્ઠી શોર બજારના મુલ્લાંના પ્રતિનિધિ શિનવારી મુલ્લા પર લખેલી હતી. શિનવારીઓએ અમને સત્કારપૂર્વક આવકાર આપ્યો હતો. અહીં કરમશાહે બે અદ્‌ભુત ચમત્કારો કરી બધાને ચમકાવી મૂકયા હતા. પહેલો ચમત્કાર એ કર્યો કે તે શિનવારી સરદારોને એક સુરંગ પાસે લઈ ગયો. નવાઈ જેવી બિના એ હતી કે એ સુરંગમાં જર્મનિમાં બનેલી ૭૨૫ રાઈફલો અને ૧૩૬ કારતુસો મળી આવ્યાં. બીજો ચમત્કાર એ કર્યો કે પીર સાહેબના કહેવા મુજબ એક મોટી મસ્જિદની પાસેની જગા ખોદતાં તેમાંથી તેટલાક હજાર સોનાના સિક્કા મળી આવ્યા. આ બે અદ્‌ભુત ચમત્કારો કરી બતાવ્યા તેથી પીર કરમશાહ ટોળીઓ સમક્ષ એક મહાન દરવેશ તરીકે પંકાવા લાગ્યો. તે હવે નિર્ભયે એ લોકો સાથે ભળવા લાગ્યો અને જ્યાં જતો ત્યાં બેગમ સુરિયાના આ બધા ફોટા બતાવી શાહી ખાનદાન વિરુદ્ધ ઉશ્કેરણીભર્યાં ભાષણો કરવા લાગ્યો.

" ત્યાર બાદ અમે કાબુલ જઇ શોર બજારના પીરને મળ્યા. તેની સાથે થોડા દિવસો ગુજાર્યા બાદ પીર કરમશાહે બચ્ચા ઇ સાકાના નામની એક ચિઠ્ઠી તેમની પાસેથી લીધી, બચ્ચા ઇ સાકાએ અમને પુષ્કળ માન આપ્યું. પીર કરમશાહની કાર્યપદ્ધતિ મને હવે સંદેહજનક જણાવા લાગી અને તેથી મેં તેનો ત્યાગ કર્યો. બાદશાહ હજુ દેશમાં પાછા ફર્યો ન હતો, પરંતુ તેની વિરુદ્ધનો "કાફર" નો ફતવો તેના આગમનની રાહ જોતો હતો."

સોબતીઓના ઉત્સાહથી ઉત્સાહ પામતાં અને યુરોપના રૂપથી મુગ્ધ બનેલાં રાજદંપતિ જ્યારે સ્વદેશમાં પાછાં ફર્યાં ત્યારે અમાનુલ્લા

સમજી શક્યો નહિ કે દેશમાં તે જે આદર્શનો પ્રચાર કરવાનો હતો તે આદર્શ વિરુદ્ધ જનમત હજુ તૈયાર થયો ન હતો.

જનતાના મનમાં જે થોડો ઘણો સંદેહ હતો તે અમાનુલ્લાના તાત્કાલિક સુધારાનું વહેણ જોઇ દૂર થઈ ગયો. અમાનુલ્લાએ જો એવું કંઇ કર્યું ન હતું કે જેથી તેને આવું મહાન પ્રાયશ્ચિત કરવું પડે પરંતુ અજ્ઞાન પ્રજા સાથે તેને કામ પાડવાનું હતું અને તેથી તેણે પ્રજાના માનસનો વખતોવખત અભ્યાસ કરી જોવાની જરૂર હતી અમાનુલ્લા તો એક દિવસમાં કાબુલને યુરોપિયન શહેર બનાવવા માગતો હતો. તેણે આવતાં વેંત રાજકારભારીઓના પોશાકને કાયદેસર રીતે યુરોપિયન બનાવ્યા. શુક્રવાર રજાનો દિવસ ગણાતો હતો તે રદ કરી રવિવારને રજાનો દિવસ ઠરાવ્યો. આ ફેરફારો, અતિ સામાન્ય હતા; પરંતુ જેઓ અફઘાન જાતિનું માનસ સમજે છે તેઓ કહી શકે તેમ હતું કે આવા સામાન્ય ફેરફારોજ એ જાતિને ઉશ્કેરવા પુરતા ગણાય તેમ હતું. કારણ કે બહારના આ નાના ફેરફારો, આ દરરોજના પોશાક સાથે જાતિની અનાદિ કાળની સ્મૃતિ જડાએલી હતી. દરેક જાતિ પાસે એવી કેટલીક નાની નાની વસ્તુઓ છે કે તેમાં કોઇપણ તરેહનો ફેરફાર થાય તે જાતિના માનસમાં ફેરફાર કરવા જેટલો સબળ ગણાય અને જાતિના માનસનો ફેરફાર કર્યા સિવાય એ વસ્તુઓનું પરિવર્તન કરવા જતાં વિપ્લવને નોતરવા જેવું થઇ પડે. માથા પર ચોટલી રાખવી કે ન રાખવી એ કંઈ મોટી વસ્તુ નથી. પરંતુ આ ચોટલી કાપવા સાથે ચીનની સ્વતંત્રતા જડાએલી છે. હિંદુ બ્રાહ્મણની જનોઇ ઉપરથી જોતાં અતિ સામાન્ય ચીજ છે. બદન નીચે છુપાવી રાખવામાં આવે છે અને આવી જનોઈ પહેરીને પણ સેંકડો બ્રાહ્મણો બ્રાહ્મણને ન છાજે તેવાં હજારો કામો કરે છે; પરંતુ જાતિગતભાવે એ જનોઇ કાઢી નાખવાની ચળવળ ચલાવવી એનો અર્થ હિંદુ સમાજમાં વિપ્લવ મચાવવા જેવોજ થાય. અમાનુલ્લાએ હુકમદ્વારા

અફ્ઘાનિસ્તાનનાં આવાં નાનાં નાનાં વિશેષત્વોને આઘાત પહોંચાડી અકારણ ધુંધવાતા અગ્નિમાં ઘીની આહુતિ આપી. અને બંડખોર મન, તેમાં પણ અફ્ઘાનોના જેવું વિચારવિતર્કહીન ઉદ્દામ મન એકવાર ઉકળ્યું કે પછી સારા નરસાનો વિચાર કરેજ નહિ. કદાચ બીજાને આઘાત કરવા જતાં ક્રોધમાં અંધ બનેલા માણસની પેઠે વધારે નુકસાન પોતાનેજ કરી બેસે! આમ હોવાથીજ શિનવારી વિપ્લવ વખતે બંડખોર જનતાએ કોઇપણ જાતના કારણ વગર ઇસ્પિતાલ, મ્યુઝિયમ વગેરે પર હલ્લો કર્યો હતો અને અફ્ઘાનિસ્તાનના ખરા કલ્યાણ ખાતર જે જે સંસ્થાઓ અમાનુલ્લાએ ઉભી કરી હતી તેનો નાશ કરવા માટે તે ઉતાવળી બની હતી. જાતિના માનસને આઘાત પહોંચાડ્યો હોવાથી અમાનુલ્લાનાં બધાં કાર્યો તરફ અફ્ઘાન જાતિ સંદેહની નજરે જોતી થઇ હતી. અમાનુલ્લા જેમ જેમ વૈજ્ઞાનિક પદ્ધતિનું પ્રચલન કરતો ગયો તેમ તેમ જનતા સંદેહ કરતી ગઇ કે તે ઇસ્લામના આદર્શથી ચલિત થતો જાય છે. છેવટે અવસ્થા એવી થઈ પડી કે ઇસ્લામનો એક સર્વશ્રેષ્ઠ સેવક, એશિયાનો સર્વશ્રેષ્ઠ રાજાઓમાંનો એક, અફ્ઘાન જાતિનો દીન સેવક જનતાની નજરે એક ઇસ્લામદ્રોહી સિંહાસનચ્યુત નૃપતિનું ભાગ્ય પ્રાપ્ત કરી પરદેશવાસી બન્યો. આવડું મોટું કરુણ દુર્દૈવ વર્ત્તમાન જગતના ઇતિહાસમાં બીજું એકેય સરજાયું નહિ હોય! જગતના ઇતિહાસમાં છંછેડાએલી જનતાએ અનેક અપકીર્તિકર કાર્યો કર્યાં છે, અનેક મહત્વ કાર્યોને અપમાન્યાં છે, આ ઘટનાનો પણ એવાં કાર્યોમાં સમાવેશ કરી શકાય.

ઇ. સ. ૧૯૨૮ ના નવેંબર માસમાં એકાએક શિનવારી ટોળીઓ બંડ ઉઠાવ્યું. અમાનુલ્લા કોઈપણ દિવસ કોઈ પણ વિપ્લવની સંભાવના વિચારમાં પણ લાવી શકયો નહોતો. અફ્ઘાનોનું લોહી રેડી પોતાને અફ્ઘાન સિંહાસન જાળવી રાખવું પડશે એ તેણે કલ્પનામાં પણ ધાર્યું નહોતું. બાદશાહ અમાનુલ્લા પ્રત્યેક અફ્ઘાનના એક ટીપાં લોહીને

આંતરિક શ્રદ્ધાથી નવાજતો હતો અને શિનવારી વિપ્લવ વખતે આ વાત સ્પષ્ટ સાબીત થઈ હતી. વિપ્લવની શરુઆતમાં અમાનુલ્લ અનાયાસે દૃઢ હાથે બંડખોરોને જેર કરી શક્યો હોત, પરંતુ તેથ તેના રાજધર્મને ધોકો લાગે તેમ હતું. તે એમ માનતો હતો કે એ પણ પ્રજાજનના જીવનનો નાશ કરવો એ પાપ છે અને તેથી જ તે નાના પ્રકારની યુક્તિદ્વારા, એટલું જ નહિ પરંતુ પોતાના સ્વમાનને પણ હાનિ પહોંચાડી શાંતિપૂર્વક બંડ શમાવવા ઇચ્છતો હતો. પરંતુ તેનું દુર્ભાગ્ય હતું કે તેની આ શાંતિની ઇચ્છાને જગતે રાજકીય દુર્બળતા માની લીધી અને તેના સ્વદેશવાસીઓએ પણ તેણે આપેલી સગવડોનો એવો સરસ ઉપયોગ કર્યો કે બંડ શમાવવા માટે જ્યારે અમાનુલ્લાને હથિયારો પકડવાં પડયાં ત્યારે બંડખોરોની શક્તિ મોટા પ્રમાણમાં વધી ગઇ હતી.

ત્રીશ હજાર શિનવારીઓ એકાએક પોતાનું ડુંગરાળ રહેઠાણ છોડી ડક્કા નામનું ગામ ખેદાનમેદાન કરી જલાલાબાદ તરફ રવાન થયા. જલાલાબાદના પ્રવેશમાર્ગમાં થોડી કાપાકાપી થઇ. આ જોઇ અકસ્માત બધા બંડખોરો પહાડોમાંથી જેમ ફુટી નીકળ્યા હતા તેમ અદૃશ્ય થઇ ગયા.

છે એ વાત સમજાવવા લાગ્યો. પરંતુ તેનું પરિણામ કંઇ જ આવ્યું નહિ બરાબર તે જ વખતે ભયંકર ઠંડી ચાલતી હતી. રસ્તાઓ બરફથી બંધ પડી ગયા હતા. કુદરતી રીતે જ આથી બંડખોરો શાંત જણાયા અને સુલેહની વાટઘાટ ચાલવા લાગી. પરંતુ ઠંડી ગઇ કે તરત શિનવારીઓએ પોતાની કુચ શરૂ કરી.

આ વખતે એક બીજો બનાવ બન્યો. અફઘાનિસ્તાનના પહાડી મુલકમાં એક લૂટારો રહેતો હતો. એ સ્થાન એવું અગમ્ય હતું કે લોકો ત્યાં ભાગ્યે જ જતા. આ લૂટારાને પકડવા માટે ઘણી વાર લશ્કરો મોકલવામાં આવ્યાં હતાં, પરંતુ એ લશ્કરો એ લૂટારાને પકડી શક્યાં નહોતાં. એ લૂટારાનો કાર્યક્રમ જાણવા માટે પહાડો પર ઠેકઠેકાણે લશ્કર ગોઠવવામાં આવ્યું હતું. પરંતુ હવે રાજધાનીમાં લશ્કરની જરૂર પડવાથી બાદશાહે એ લશ્કર કાબુલમાં બોલાવી લીધું.

એ લૂટારો ભિસ્તીનો છોકરો હોવાથી બચ્ચા–ઇ–સાક્કાના નામથી ઓળખાતો હતો અને જગતમાં એ જ તેની સર્વશ્રેષ્ઠ પદવી હતી.

તે વખતે કોઇ જાણતું નહોતું, કલ્પનામાં લાવતું ન હતું કે એ લૂટારો તેની આ જન્મથી મળેલી પદવીની સંતુષ્ટ નહોતો. તે કોઈ ન જાણે તે રીતે બાદશાહી પદવીમાં પોતાની આ જન્મકથા વિલુપ્ત કરવાની અસંભવિત વાસના અંતરમાં પોષ્યા કરતો હતો તે અફઘાનિસ્તાનમાં કોઇ જાણતું નહોતું.

આ દરમિયાન અમાનુલ્લા ફરીથી શિનવારીઓ સાથે સુલેહની શરતો વિષે વાટાઘાટ ચલાવવા લાગ્યો. વિના કારણ લોહી રેડાતું અટકાવવા ખાતર છેવટે તેણે શિનવારીઓએ મોકલેલી શરતો સ્વીકારવા તત્પરતા બતાવી. શિનવારીઓની શરતો આ હતી, કે ૧. બાદશાહે ૫૦ પ્રતિનિધિઓની એક પરિષદ ગોઠવવી. આ પરિષદમાંના સભ્યોનો મોટો ભાગ આલિમોમાંથી લેવો. લશ્કરી, રાજકીય કે ધાર્મિક બાબતોમાં કુલ સત્તા આ પરિષદના હાથમાં રહે. ૨. બાદશાહ પોતે એક

સાચો મુસલમાન છે એ તેણે સાબીત કરવું પડશે. શરિયત મુજબ તેમણે બધા નિયમો પાળવા પડશે. ૩. ફોજદારી કે દિવાની બધે તરેહના મામલામાં વાદી પ્રતિવાદી પોતપોતાના વકીલ કે મુખત્યારને નીમી શકે. ૪. જે ૫૦ વિદ્યાર્થીઓને દાક્તરી વિદ્યા શીખવા માટે તુર્કસ્તાન મોકલવામાં આવ્યા છે તેને પાછા બોલાવી લેવા. ૫. હિંદના દેવબંદ દારુલ આલિમોને અફઘાનિસ્તાનમાં પેસવાની મનાઈ હતી, તે પાછી ખેંચી લેવી. ૬. જે સરકારી અમલદારો લાંચ લે અને જેઓ લાંચ આપે તેઓને સખત સજા કરવી. ૭. સ્ત્રીઓએ બહાર નીકળતી વેળા બુરખો પહેરવો અને પડદાનો રિવાજ સખત બનાવવો. ૮. પીરોમાંના કોઈ ને સનંદ લેવાની ફરજ પાડવી નહિ. ૯. ફરજિયાત લશ્કરી કેળવણીનો કાયદો રદ કરવો. ૧૦. જે કોઈ અફઘાન રૈયત મદ્યપાન કરે તેને સખત સજા કરવી. ૧૧. કોઈ પણ માણસને ઇસલામી કાયદા બાબે પડપૂછ કરવાનો અધિકાર આલિમોને આપવો. ૧૨. અગાઉની માફક શુક્રવાર રજાનો દિવસ પાળવો. ૧૩. સ્ત્રીઓએ બુરખામાં રહેવું. રાણી અગર તો બીજી કોઇ પણ સ્ત્રી યુરોપિયન પોશાક પહેરી શકે નહિ. ૧૪. બાદશાહે લોકોને પીરો પાસે જવાની છૂટ આપવી. ૧૫. બાળકો નિશાળમાં ભણતાં હોય તે વખતે લગ્ન કરી શકે. ૧૬. જમીન વગેરે રાખ્યા સિવાય પણ લોકો પૈસા ઉધાર લઈ શકે અગર આપી શકે. ૧૭. કન્યાશાળાઓ તત્કાળ બંધ કરવી. ૧૮. કોઇપણ માણસ શરિયત મુજબ કોઈપણ જાતનો પોશાક પહેરી શકે.

અમાનુલ્લા આ શરતો માન્ય રાખવા તૈયાર હતો ત્યાં સમાચાર આવ્યા કે વિશાલ લશ્કર લઇ બચ્ચા-ઇ-સાકા આવે છે, કાબુલ જીતવા. કાબુલનું સિંહાસન કબજે કરવા. પોતાની જન્મસ્થાનિ રદ કરવા બાદશાહની પદવી ધારણ કરવા કાબુલના રસ્તે કુચકદમ કરતો તે આવે છે. બચ્ચા-ઇ-સાકકા સૈન્ય અને સામગ્રી લઈ સિનવારીઓ સાથે જોડાયો અને આ રીતે પોતાનું બળ વધારી કાબુલ પર ચઢી આવ્યો. ત્રણ ચાર દિવસ સુધી સામસામી ઝપાઝપી ચાલી. પરદેશી

લિગેશનમાંનું કોઇ પણ બહાર નીકળી શકયું નહિ. બચ્ચાએ કાબુલ નજીક આવેલું દારૂગોળાનું કારખાનું પણ કબજે કર્યું.

એક ભપકાદાર પોષાક ધારણ કરી, માથા પર પક્ષીઓનાં રંગ બેરંગી પીછાંઓની ટોપી પહેરી બચ્ચા–ઇ–સાક્કાએ ત્યાંજ પોતાને કાબુલના રાજા તરીકે જાહેર કર્યો.

બચ્ચા–ઈ–સાક્કા જ્યારે બ્રિટિશ લિગેશન નજીક વધવા લાગ્યો ત્યારે અંગ્રેજ એલચીએ જણાવ્યું કે લિગેશનની હદમાં તેનાં માણસોએ કોઇ પણ જાતનું નુકસાન કરવું ન જોઈએ. બચ્ચા–ઇ–સાક્કાએ આ વાત કબુલ કરી અને લિગેશનના રસ્તા પર પોતાના પહેરેગીરો બેસાડયા.

લોકોનાં ટોળે ટોળાં રાજમહેલમાં સૈનિક બનવા આવવા લાગ્યાં અને જરૂર પડતા ટોટા લઇ પોતપોતાના ઘરમાં આત્મરક્ષણ માટે જઈ ભરાયાં. કોઇ કોઈ બચ્ચાના લશ્કરમાં જઈ જોડાયાં. જે મિત્રોના આધાર પર આમાનુલ્લા અત્યાર સુધી ટકી રહ્યો હતો તેઓ પણ તેની પાસેથી રફુ થઈ ગયા. એકલો, આવી ભયંકર સ્થિતિમાં આવી પડેલો અમાનુલ્લા હવે હાથમાં બંદુક લઈ રસ્તા પર આવી ઉભો. તેને આવી સ્થિતિમાં જોઇ લોકો ફરીથી તેની પતાકા નીચે આવી ઉભા.

કાબુલના દરવાજા આગળ વિશાળ મેદાન છે. મેદાનની આ તરફ કાબુલના પ્રવેશ માર્ગ આગળ બાદશાહી ગોલંદાજ સૈન્ય ઉભું છે; પેલે પાર બચ્ચા–ઈ–સાકકાનું લશ્કર ખડું છે. આ વિશાળ મેદાનમાં થઈ ગોળાઓ સામે ટકવું મુશ્કેલ હતુ. આ તરફ કાબુલના લોકો અમાનુલ્લાને કાબુલની રાજગાદી છોડવાનો આગ્રહ કરવા લાગ્યા. કેવળ પોતાને ખાતરજ વિના કારણ લોહી રેડાય છે એમ ધારી અમાનુલ્લાએ નકકી કર્યું કે મારે રાજગાદી છોડવી, અને દેશમાં નાહક લોહી રેડાતું અટકાવવું. અને ખરેખર તેણે એ નિશ્ચય અમલમાં પણ મૂકયો.

અગિયાર

## માનવપ્રેમી અમાનુલ્લા

અમાનુલ્લા કાબુલની રાજગાદી છોડી કંદહાર ચાલ્યો આવ્યો અને ત્યાંથી થોડા દિવસ પછી હિંદમાં આવ્યો. આખું જગત નવાઈથી આ બનાવ તરફ જોઈ રહ્યું. અમાનુલ્લાનો અનેક માણસે અનેક દૃષ્ટિબિંદુથી વિચાર કર્યો. કોઈએ તેને કાયર, બાયલો ઠરાવ્યો કારણ કે તે દેશને અંધાધુંધીમાં છોડી ચાલ્યો આવ્યો હતો. અને કર્તવ્ય બજાવ્યું નહોતું. કોઈએ તેને ટુંકી દૃષ્ટિનું ફળ ભોગવતો જણાવ્યો. અમાનુલ્લાના આ ત્યાગથી કેટલાકને બહુ દુઃખ થયું અને તેણે લડાઈના મેદાન પર એક વખત મુકાબલો તો કરી જોવો હતો એમ ઘણા લોકોએ મત પ્રદર્શિત કર્યો. પરંતુ ભવિષ્યનો ઈતિહાસકાર જ્યારે સમગ્ર જગતના કર્મ અને વિચારપ્રવાહ તપાસી, સામયિક સ્વાર્થ અને પ્રયોજનપણાથી દૂર રહી આ ઘટનાનો ઇતિહાસ લખવા બેસશે ત્યારે ચાલુ સદીની કેટલીય ઘટના કદાચ તેમની નજરેજ નહિ પડે. આપણી હયાતીમાં જ ઇ. સ. ૧૯૧૪ થી ૧૯૧૮ સુધીમાં જે મહાન લડાઇ થઇ, અને તેમાં કરોડો માણસો ભોંય સાથે ભળી ગયાં; તે વખતે મચેલો હાહાકાર, તે દિવસોની સ્મૃતિ ભવિષ્યના ઈતિહાસકારના કાને ભાગ્યે જ પહોંચવાની છે. કોઇ પણ સેનાનાયકની દાંભિક ઉક્તિ તે વખતે માનવોની સ્મૃતિમાં રહેશે નહિ. રહેશે કેવળ એ લોહીના મહાસાગરમાં કેટલાક માનવપ્રેમીઓ તોપના મુખ સામે ઉભી રહી આ લડાઇને નિંદી રહ્યા હતા, આ અકલ્યાણની મૂર્તિરૂપ યુદ્ધ દૂર

કરવા માટે સકળ પ્રકારની લાંછના ભોગવી રહ્યા હતા તેઓની નિર્ભય વાણી. એ નિર્ભય વાણી જ તે જમાનાના જગત સાથે આજના જગતનું મિલન કરાવશે. તેજ રીતે અમાનુલ્લાનો આ રાજગાદી ત્યાગ અને તેની પાછળ રહેલો માનવપ્રેમિકતાનો મહા આદર્શ કે જે સામયિક ઉશ્કેરણીને લીધે લોકોની નજરે ચઢતો નથી તે સમય જતાં સ્પષ્ટ રૂપ ધારણ કરશે અને લોકો તેને શ્રદ્ધાપૂર્વક યાદ કરશે. રાજા તરીકે નહિ, પણ એક સત્ય માનવ તરીકે. કોઇ પણ રાજા પોતાના રાજગર્વને લીધે પોતાની જાતને માનવ ચિત્તમાં ચોંટાડી શકતો નથી. જે રાજાઓ હજુ પણ આપણા ચિત્તમાં વસી રહ્યા છે. તેઓ રાજાના સિંહાસન પરથી ઉતરી માનવમન રૂપ સિંહાસન પર ચઢી શક્યા છે અને તેથી જ લોકો હજુ સુધી તેમને યાદ કરે છે. બગદાદના રાજ સિંહાસન પર જે હારુન અલ રશીદ ભભકાબંધ રીતે વિરાજતો હતો તે હજુ પણ ઇતિહાસનાં જૂનાં પુસ્તકોમાં જેમનો તેમ બિરાજે છે, પરંતુ જે હારુન–અલ–રશીદ સાધારણ નાગરિકના વેશમાં એ રૂપમયી નગરીના એકાંત માર્ગોપર દુઃખી માનવોની ખોળમાં નીકળતો, જે હારુન–અલ–રશીદ ઘાસની પથારી પર રાત્રિ ગુજારતો તે તો દરેક માનવના હૃદયમાં અમર થઇ રહ્યો છે. શાહજહાનની લડાઇઓ, રાજ્યવ્યવસ્થા વગેરે તો આજે બાળકો કંઠસ્થ કરે છે એટલું જ; પરંતુ જે શાહજહાન સિંહાસન પરથી ઉતરી પ્રેમ બંધનમાં બંધાયો છે, જે શાહજહાન યમુનાના જળકલ્લોલમાં, પૂર્ણિમાની મધરાતમાં તાજના સંગેમર્મર જેવા શુભ્ર સ્વપ્નમાં પોતાનું બધું ઐશ્વર્ય વિલુપ્ત કરી બેઠો છે તે તો માનવ હૃદયના એકાંત ભાગમાં અનાદિ કાળથી ઢાળી રાખેલાં સુવર્ણ સિંહાસન પર અજર અમર થઇ બેઠો છે. તેના માથા પર કોહીનૂર નથી, તેને બદલે આંખોમાંથી અશ્રુબિંદુ રૂપી સાચાં મોતી વહ્યાં જાય છે.

અમાનુલ્લાએ કોઈ પણ દિવસ પોતાને રાજા તરીકે ઓળખાવ્યો

નથી. જ્યારથી ને સિંહાસન પર બેઠો ત્યારથી તેણે પોતાની જાતને માનવ તરીકે પ્રગટ કરવા પ્રયત્નો કર્યા છે અને તેજ તેની હૃદયની સાધના હતી. કાબુલની અનેક ધર્મશાળાઓ, કાબુલના અનેક ટાંગ વાળાઓ, કાબુલના અનેક ગરીબ દુકાનદારો આ વાત જાણે છે બ્રિટિશ હિંદમાં આવ્યા બાદ મુંબઇમાં જ્યારે તેને બાદશાહ તરીકેનું માન આપવામાં આવતું હતું ત્યારે પણ તે સૌ પહેલાં એક કારકુનને મળ્યો હતો. કાબુલના બાદશાહ તરીકે તેણે પોતાનું જીવન સાધારણ નાગરિક જેવું બનાવી દીધું હતું. બધી જાતનો રાજકીય વિલાસ કે જે રાજાને સાધારણ નાગરિકથી જુદો પાડે છે તે તેણે છોડી દીધો હતો. સવારની નમાજ પછી સાધારણ માણસની પેઠે નાહી લઈ, સાધારણ વસ્ત્રો પહેરી તે પોતાને કામકાજમાં ગુંથી દેતો. આખો દિવસ કામ કરતો. કોઈ પણ જાતનો આડંબર દર્શાવતો નહિ. કોઈ પણ જાતની ખાસ કાળજી રાખતો નહિ. કોઇ પણ જાતનો રાજકીય આડંબર તેનાથી સહન થતો નહિ. શિનવારી બંડ પહેલાં તેણે ઘણીવાર કહ્યું હતું કે "હું રાજા નથી, માત્ર દેશ સેવક છું. દેશને જ્યારે મારી જરૂર નહિ હોય ત્યારે હું રાજપાટ છોડી ચાલ્યો જઇશ." આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે આ વચનો અમાનુલ્લા શિનવારી વિપ્લવ પહેલાં ઘણીવાર બોલ્યો હતો અને તે પણ કંઈ જેવા તેવા માણસનાં વચનો નહોતાં. જેણે વીસમી સદીમાં અંગ્રેજો સાથે યુદ્ધ કરી પોતાના રાજસિંહાસનને સ્વતંત્ર બનાવ્યું હતું કે જે અફ્ઘાન જાતિના ઈતિહાસમાં કદી સંભવિત બન્યું નથી. જગતનાં બધાં રાજ્યોએ અફ્ઘાનિસ્તાનની આ સ્વતંત્રતાને અભિનંદન આપ્યાં હતાં. આવડું મોટું ગૌરવ જેણે પ્રાપ્ત કર્યું હતું તેને માટે રાજગાદી છોડવી એ કેટલું બધું નિર્લેપપણું દર્શાવ્યું ગણાય તે આપણા જેવા સાધારણ જીવનવાળા મનુષ્યો ન સમજી શકે તે સંભવિત છે. અમાનુલ્લાએ જ્યારે જોયું કે દેશના લોકો તેને રાજા તરીકે માગતા નથી ત્યારે તેણે પોતાના આદર્શ મુજબ, પોતાના વચન મુજબ, જગતની ગ્લાનિ, ગંજના, વ્યંગ માથે ચઢાવી કોઇપણ જાતના આડંબર વિના પોતાના

દેશના લોકોને સંતોષવાં ખાતર સ્વેચ્છાથી સિંહાસન છોડી દીધું. તે જાણતો હતો કે જગતે મને થોડાં વર્ષો અગાઉ વિજયમુગટ પહેરાવ્યો છે અને પરાજિતના રૂપમાં ત્યાં જઈ ઉભા રહેતાં કેટલાંય અંતઃકરણો તૂટી પડશે પરંતુ તેણે તે બાબતો તરફ નજર ન નાખતાં પોતાના આદર્શને જાળવી રાખ્યો. તે જાતિના પ્રતિનિધિ તરીકે ગાદીનો રક્ષક બન્યો હતો, હવે જાતિ પોતે જ એ પદવી ઝુંટવી લેવા માગતી હતી તો અમાનુલ્લા બળજબરીથી શા માટે સિંહાસન પર ચોંટી રહે ? પ્રજા પ્રત્યેનું આટલું બધું માન જગતના કોઈ પણ રાજાએ હજુ સુધી બતાવ્યું નથી. રાજગાદીનો મોહ એટલો બધો હોય છે કે ભીરૂ રાજા પણ તે સ્વેચ્છાથી તજી શકતો નથી. ઈતિહાસમાં એવાં દૃષ્ટાંતોનો તોટો નથી. તેમાં પણ જે સિંહાસન જગતની બધી પ્રજા આગળ ઉજ્જવળ રૂપે પ્રગટ થયું હોય તે તજી દેવાની હિંમત તો વીરલા મનુષ્યમાં જ હોઈ શકે.

તેનો ભૂતકાળ તપાસતાં સ્પષ્ટ જણાય છે કે તે એક પરિપૂર્ણ આદર્શવાદી મનુષ્ય તરીકે જન્મ્યો હતો; તેનો ભાઈ ઈનાયતુલ્લા પણ તેવો જ હતો. આહાર, વિહાર, દરેક બાબતમાં તે પોતાને રાજા તરીકે ભૂલી જવા મથતો હતો. ઘણી વેળા તો કોઇ ન જાણે તેમ એકાદ સાધારણ વીશીમાં જઈ જમી લેવાનું તેને બહુ ગમતું. વીશીમાં માણસો સ્તબ્ધ બની જતાં. તેને માટે ખાસ રસોઇ તૈયાર કરવાની પેરવી થતી તો તે તેમ થતું અટકાવતો અને જે કંઇ તૈયાર હોય તે જમી ચાલ્યો આવતો. આ હોટલોમાંની લગભગ બધી એવી હતી કે પરદેશી મુસાફરો તેમાંનું ખાણું ખાઇ મોં મચકોડ ચાલ્યા જતા. અમાનુલ્લા એ ભોજન આનંદથી જમતો. સાધારણ નાગરિક જીવનમાં ભળવાનો તેને ખાસ પ્રયત્ન કરવો પડતો નહિ પરંતુ તે સ્વાભાવિક રીતે જ જનતા સાથે ભળી જતો. એક દિવસ અકસ્માત તેની રોલ્સરોયસ મોટર ગાડીની ટયુબમાં પંકચર પડયું. ડ્રાઇવરની સરળતા ખાતર અમાનુલ્લા નીચે ઉતરી ઉભો. પાસે થઇ એક ટાંગો જતો

હતો. ટાંગાને જોતાં જ તેણે હસતા વદને પૂછયું, " મને ઘેર પહોંચાડશે?

ટાંગાવાળાએ નવાઈ પામી કહ્યું, " જો આ ગરીબ ટાંગાવાળાને કંઈ મદદ કરશે તો ખચિત ઘેર પહોંચાડી દઈશ."

કોઈ પણ જાતનો દરદસ્તુર ઠરાવ્યા વિના તે ટાંગા પર ચઢી બેઠો. ટાંગો ચાલવા લાગ્યો. કાબુલનો બાદશાહ ટાંગાવાળા સાથે વાતે વળગ્યો. ટાંગાની સ્થિતિ જોઈ તેણે પૂછયું, " ટાંગાને સારી સ્થિતિમાં કેમ રાખતા નથી ?"

ટાંગાવાળાએ કહ્યું, " અમે બે ભાઈઓએ મળી જે કંઈ હતું તે કાઢી આ ટાંગો ખરીદ્યો છે. પરંતુ ટેક્સી થતાં અમારો ભાવ કોઈ પૂછતું નથી. અત્યારે ટાંગામાંથી એટલી આવક થતી નથી કે ખાતાંપીતાં તેના સમારકામ જેટલું બાકી વધે.".

રાજમહેલમાં પહોંચ્યા બાદ અમાનુલ્લાએ પોતાના મોટર ડ્રાઈવરને પોતાની જુની ડોજ ગાડી બહાર કાઢવા હુકમ આપ્યો. ગાડી બહાર આવી એટલે તેણે એ પેલા ટાંગાવાળાને આપી દીધી. આપતી વેળા તેણે એટલું જ કહ્યું કે " પરંતુ એક વાત યાદ રાખજે. ગાડી તને એકલાને જ આપતો નથી. તારા ભાગીદારનો પણ તેમાં સરખો હિસ્સો છે. આ ગાડી તારા એકલાની સંપત્તિ માની ઇમાન ગુમાવતો નહિ."

જોઈએ. અફઘાન ઇતિહાસનો પાછલો ભાગ વાંચતાં તેનું આદર્શવાદી મન સમજી શક્યું હતું કે કાબુલના સિંહાસન માટે સતત લોહી રેડાતું આવ્યું છે. રાજાઓ, ભાઈઓ, મિત્રોની પરંપરા સિંહાસન મેળવવા માટે સતત રૂધિર રેડતી આવી છે. આ રીતે લોહી રેડવામાં તેઓએ સારાસારનો વિચાર કર્યો જ નથી. તેણે પોતે પણ જ્યારે સિંહાસન પ્રાપ્ત કર્યું ત્યારે તેના પિતાના લોહીના છાંટા ઉડ્યા હતા. આ બધું નિહાળી તેના મનમાં એવી ધારણા પેદા થઈ હતી કે મારે માટે આવું ન બને તે બરાબર લક્ષમાં રાખવું જોઇએ. સિંહાસન માટે લોહી રેડાવવા જેવો પ્રસંગ આવે તે પહેલાં મારે ગાદી છોડી દેવી એ બહેતર છે.

આ આદર્શ તેના અને તેના ભાઇના મનમાં એટલો બધો ઘર ઘાલી બેઠો હતો કે તેઓએ જ્યારે જોયું કે અમારે ખાતર લોહી રેડાવાની તૈયારીઓ થઈ રહી છે, ત્યારે તરતજ તેઓએ રાજગાદીનો દાવો છોડી દીધો.

કાબુલથી કંદહાર આવ્યા બાદ અમાનુલ્લાએ એક જાહેરનામું બહાર પાડયું. તે જાહેરનામા પરથી તે સમયથી સ્થિતિ બરાબર સમજાય છે. એમાં લખવામાં આવ્યું હતું, કે—

" દક્ષિણ વિભાગની રહેવાશી મારી પ્રિયપ્રજા તરફ

" પૂર્વ વિભાગમાં પ્રથમ આંતરિક કલહ જામ્યો હતો. એ કલહ શાંત થાય તે દરમિયાન ઉત્તર વિભાગમાંથી એક મોટા ટોળાએ આવી કાબુલ પર હુમલો કર્યો છે. અફઘાનિસ્તાનની ઉન્નતિ થાય એ જોઈ ન શકનારા લોકોનાં કાવતરાંને પરિણામે આ આંતરિક કલહ ઉત્પન્ન થયા છે. અને આવા કલહ દ્વારા પ્રજાને તથા અજ્ઞાન લોકોને મારી વિરુદ્ધ કોઇપણ જાતના કારણ વિના સંદિગ્ધ બનાવવામાં આવેલ છે.

" મેં એ લોકોને પિતાની માફક શીખામણ આપી હતી. પરંતુ અનિષ્ટ કરવાની ઇચ્છાવાળાઓનાં કાવતરાં અને લોકોની અજ્ઞાનતા

એકત્ર થઈ અસંતોષના અગ્નિને દિન પ્રતિદિન પ્રબળ બનાવે છે. મ ખાતર મુસલમાનોમાં ટંટો થાય એમ મેં કદી ઇચ્છયું નથી. રા વિરુદ્ધ આત્મરક્ષણ માટે જે શક્તિ એકત્ર કરવામાં આવી છે તે ઉપયોગ આંતર્કલહમાં થાય એ હું કોઇ પણ રીતે ન જ ઇચ્છું. દે અને પ્રજાના ભલા માટે મેં અફ્ઘાનિસ્તાનના બાદશાહ તરીકે ભારે જવાબદારી માથે લીધી હતી; મેં એ જવાબદારી સ્વીકારી બા મારી રાજગાદીના હક્કને કદી આગળ પડતો ગણ્યો નથી. અને તેથી જ મેં મારા મોટા ભાઈને પ્રજાની શાંતિ ખાતર રાજગાદી સ્વીકારવાની અરજ કરી હતી.

"તેમણે પ્રથમ તો આ અરજ સ્વીકારી નહિ. પરંતુ પછી મારા આતશય કાલાવાલાને અંતે આ કાર્યમાં સંમતિ આપી. કાબુલના રહેવાશીઓએ પણ તેની તાબેદારી સ્વીકારી. તેઓએ ધાર્યું હતું કે હું કાબુલ છોડી જઇશ એટલે આ ગૃહવિવાદનો અંત આવશે.

"હું કંદહાર આવ્યો. અહીંના રહેવાશીઓને મેં બધી બિના સમજાવી. તેઓ મારી કથા સાંભળી રડવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે તેઓ મારા સિવાય બીજા કોઇને બાદશાહ તરીકે કબુલ રાખશે નહિ.

"કાબુલની સ્થિતિ જાણવા માટે હું તત્પર હતો. મને માલમ પડયું કે મારી વિરુદ્ધ જે હકીકતો રજૂ કરવામાં આવી હતી, કામ ત્યાંથી જ અટક્યું નથી. શત્રુઓની ઉશ્કેરણીથી અમારું ઐક્ય તોડવાના પ્રયત્નો થવા લાગ્યા છે. પરિણામે અશાંતિ શમી નહિ. અનિષ્ટ કરનારાઓ મારા મોટા ભાઈને પણ પજવવા લાગ્યા.

સુધી એક પણ કંદહારવાસી જીવતો છે ત્યાં સુધી તમારે અફઘાનિસ્તાનનું રાજ્ય છોડવું નહિ. તેઓએ કહ્યું કે બચ્ચા-ઈ-સાક્કા ખૂની લૂટારો છે. તે અફઘાનવંશમાં જન્મ્યો નથી. તેના જેવા માણસની તાબેદારી સ્વીકારવી એ અફઘાનોના આત્મસન્માનને ધક્કો લગાડે તેમ છે.

"દક્ષિણ વિભાગની મારી પ્રિયપ્રજા, હું આ ફરમાન દ્વારા તમને જણાવું છું કે આવા હલકા અંત્યજને રાજગાદી પર બેઠેલો જોઇ ખરેખર મારું લોહી ગરમ બની જશે. તમારામાં સાંપ્રદાયિક કલહ વિદ્યમાન છે, તે હું જાણું છું. પરંતુ આજે દેશ આપત્તિમાંથી પસાર થાય છે. માટે આ વખતે બધાએ દેશસેવા માટે એકતાબદ્ધ થવાની જરૂર છે. હું પ્રાર્થના કરું છું કે ખુદા આપણો મદદગાર થશે અને આપણા તથા દેશના શત્રુઓ નિર્મૂળ જશે."

આ તરફ કાબુલમાં બચ્ચા-ઇ-સાક્કા ગાજી હબિબુલ્લાના નામથી અફઘાનિસ્તાનનો બાદશાહ બન્યો; ત્યારે આ તરફ કંદહારમાં અમાનુલ્લાએ ફરીથી રાજપતાકા ઉડાડી.

કંદહારમાં રહી અમાનુલ્લાએ લશ્કર એકત્ર કર્યું અને બચ્ચા-ઈ-સાક્કા વિરુદ્ધ લડાઈ જાહેર કરી. દરરોજ નાના પ્રકારની ખબરો આવવા લાગી. એ બધા સમાચારો પરથી અફઘાનિસ્તાનની તે વખતની સ્થિતિ સમજાય તેમ ન હતું. હિંદમાં બધા જ્યારે અમાનુલ્લાના જયની આશા રાખી બેઠા હતા ત્યારે બધાને નવાઇ પમાડે તેવા સમાચાર હિંદી સરકાર તરફથી જાહેર થયા કે ૨૩ મી ને રોજ અફઘાનિસ્તાન છોડી અમાનુલ્લા, બેગમ સુરિયા, ઇનાયતુલ્લાખાન અને બીજાં શાહી ખાનદાનો હિંદી સરહદ પર આવી પહોંચ્યાં છે. આ ભયંકર સમાચાર હિંદવાસીઓને તીર જેવા વિષમ લાગ્યા. અમાનુલ્લાનો આ આકસ્મિક સ્વદેશત્યાગ તેના રાજગાદીત્યાગ કરતાં પણ લોકોના દિલને વધારે દુઃખકર્તા થઈ પડયો. બધા અમાનુલ્લાના દુઃખ તરફ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા. અને તે સાથેજ દેશને અંધાધુંધીમાં પડતો જોઈ

અમાનુલ્લા ચાલ્યો આવ્યો હોવાથી લોકચક્ષુ સમક્ષ તેનું વ્યક્તિત્વ હલકું પડ્યું

હાલમાં શાહ વલીખાન જ્યારે હિંદમાં થઇ અફઘાનિસ્તાનના એલચી તરીકે ઈંગ્લાંડ જતો હતો ત્યારે તેની સહધર્મિણીએ પુષ્ક રેલવે સ્ટેશન આગળ એકત્ર થએલી જનમંડળી સમક્ષ ભાષણ આપતા જણાવ્યું કે " અમાનુલ્લા રાજકુટુંબને શત્રુના હાથમાં અસહાય સ્થિતિમાં છોડી પોતાનું જીવન બચાવવા માટે નાસી ગયો લુટારા ને ખૂનીના હાથમાં પોતાની પ્રિય માતૃભૂમિને સોંપી ચાલ્યો ગયો. " આ રીતે એ બાઇએ તેને કાયર ઠરાવ્યો છે અને એ રીતે એ મહાન પુરુષને હલકો પાડ્યો છે

પરંતુ આજે અમાનુલ્લા પરાજિત સ્થિતિ ભોગવે છે પરાજયની નામોશી એવી દુસહ હોય છે કે તેવી સ્થિતિમાં આવા આક્ષેપોનો જવાબ વાળવો એ પણ તેને માટે પોતાની નામોશી દાબવાનો પ્રયત્ન મનાય. જે દેશના લોકોને ખાતર તેણે જીવન મરણના સોદા ખેલ્યા હતા તે દેશના લોકોનો વિશ્વાસઘાત જોઈ તેનું અંતઃકરણ ભાગી પડ્યું હતું તેને એકાએક દેશ તજવો પડ્યો તેનું મૂળ કારણ પણ અફઘાન ટોળીઓનો વિશ્વાસઘાત હતો એ વાત ખરી છે કે પ્રજા ઉપર કોઈ પણ રાજાએ રીસ કરી પાલવે નહિ, પરંતુ એવો પણ સમય આવે છે કે જ્યારે રાજા અને મનુષ્ય વચ્ચેની જુદાઈ ચાલી જાય છે અને પ્રજા જ્યારે અંધ નિર્દયતા વડે અંતઃકરણને આઘાત કરે છે ત્યારે એ આઘાત કેટલો તીવ્ર હોય છે તે ભાષાદ્વારા સમજાવી શકાયજ નહિ.

પદી તે સંબંધમાં લખતાં તે જણાવે છે કે "કંદહાર આવ્યા બાદ સમગ્ર પ્રજાના આગ્રહથી મેં એકવાર ફરીથી રાજની લગામ હાથમાં લીધી. લગભગ બધો પૂર્વપ્રદેશ પોતાના ગુનાનો પશ્ચાત્તાપ કરી મારા પ્રત્યે વિશ્વાસ બતાવવા તૈયાર થયો. તેથી મેં બચ્ચા-ઈ-સાક્કા અને તેના લૂટારા નોકરો વિરુદ્ધ લડાઇ કરવાનો નિશ્ચય કર્યો. કંદહાર અને કાબુલ વચ્ચે આવેલી બધી ટોળીઓએ મારા પક્ષને ટેકો આપ્યો અને મારા પ્રત્યે બંધુભાવ દર્શાવ્યો એટલે મેં લશ્કરી તૈયારીઓ પૂરી કરી કંદહારથી કાબુલ ભણી પ્રયાણ કર્યું.

"કંદહાર અને ગજની વચ્ચેની ટોળીઓએ મને જે વચન આપ્યું હતું તે પર આધાર રાખી ગજનીમાંનું બચ્ચાનું સૈન્ય હજારેકથી વધારે નહિ હોય એમ માની મેં તે તરફ પ્રયાણ કર્યું. પરંતુ જે ક્ષણે અમે ગજની જઇ પહોંચ્યા તેજ ક્ષણે અંદેરી, તારાક વકટ અને ટુકિ ટોળીઓમાં અકસ્માત અણધાર્યો વિદ્રોહ પેદા થયો. આ આકસ્મિક પ્રતિકુળ સ્થિતિને શાંત કરવા માટે મારે મારા મુખ્ય મથક મુકકુર પાછું ફરવું પડ્યું. હું શાંતિપૂર્ણ ઉપાય દ્વારા તેઓનો ભ્રમ દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ વિદ્રોહ વધુ ને વધુ ફેલાવા લાગ્યો. થોડા સમયમાં તે કાલાત્ સુધી ફેલાઈ ગયો અને ત્યાંના પહાડી લોકો પણ ઉશ્કેરાઈ ગયા. અવસ્થા એવી થઇ પડી કે મારે કાલાત પાછા ફરવું પડ્યું અને ત્યાંના લોકોને સમજાવી સમાધાની કરવાના પ્રયત્નો કરવા પડયા. મેં આ પ્રયત્નો મારાથી બની શકે તેટલા પ્રમાણમાં ચાલુ રાખ્યા પરંતુ દુર્ભાગ્યે મારા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. મને શંકા પેદા થવા લાગી કે ગિલજાઇ અને દુરાનીઓ વચ્ચે વળી લડાઇ થશે અને લોહી રેડાશે. મેં એવા વિચારને મારા ચિત્તમાં કદી સ્થાન આપ્યું નથી કે રાજકીય સત્તા પ્રાપ્ત કરવા માટે દેશમાં લોહી રેડનારો કંકાસ દાખલ કરવો અને વળી એ કંકાસના કારણ રૂપ મારે બનવું. આ નીતિને વશ થઇ મેં વળી રાજગાદી છોડી અને અફઘાનિસ્તાનને કાયમના સલામ કર્યાં.

"મારી ગજની તરફની કુચ દરમિયાન એવી એક પણ લશ્કરી

ટુકડી મારી સમક્ષ આવી ન હતી કે જે મને હરાવી કે હરાવી શકે પરંતુ જેઓએ મારા પક્ષમાં રહેવાનું વચન આપ્યું હતું તેઓએજ પાછા ફરવાના માર્ગ પર મારા લશ્કર પર હુમલો કર્યો હતો. પરંતુ તેઓ લડાઇના મેદાન પર બે કલાકથી વધારે લડી શક્યા ન હતા. છેવટે તેમને હારી નાસી જવું પડ્યું હતું. આ પરથી સાબીત થાય છે કે મારૂં લશ્કર કદી શત્રુદ્વારા હાર્યું નથી અને કોઇપણ સ્થાને પાછું હઠ્યું નથી.

"હું ફરીથી જાહેર કરૂં છું કે કેવળ લોહી રેડાતું અટકાવ ખાતર હું રાજગાદી તજી જાઉં છું અને મારી મેળે દેશનિકાલ શિક્ષા ભોગવી લઉં છું. અફઘાનો પોતપોતાની વચ્ચે લડાઇ કરી * અને મારી વ્યક્તિગત સગવડ ખાતર ધ્વંસને પંથે પળે એવી ઇચ્છ મેં કદી પણ હૃદયમાં પોષી નથી.

"અચાનક મારે ચમન આવવું પડ્યું તેનું આ કારણ છે. મ લશ્કર હાર્યું અને તેથી મારે અફઘાનિસ્તાન છોડવું પડ્યું આવી અફ વાઓનો હું સદંતર ઇનકાર કરૂં છું. ઉપર કહેલી અફઘાન ટોળીઓન વિશ્વાસઘાત અને તેઓની ચંચળ મનોવૃત્તિને લીધેજ મારા પ્રયત્ને નિષ્ફળ ગયા છે.

કે તે દરમિયાન નાદિરખાન અફ્ઘાનિસ્તાનમાં આવી પહોંચ્યો હતો અને તે બચ્ચા–ઈ–સાક્કા સાથે લડાઈમાં પણ ઉતર્યો હતો. અમાનુલ્લા નાદિરખાનની શક્તિ વિષે ઉંચો મત ધરાવતો હતો. અને તેથી પોતે અફ્ઘાનસ્તાનમાં હોય તો અફ્ઘાન ટોળીઓ નાદિરખાન અમાનુલ્લાની તરફેણમાં લડાઈ ચલાવે છે એમ માની તેને મદદ ન કરે એવો શક પણ તેને હતો. આ તરફ અફ્ઘાન ટોળીઓએ તેના પ્રત્યે વિશ્વાસઘાત કર્યો હતો. કેવળ એટલુંજ નહિ પણ વિરોધી પ્રચારને પરિણામે દેશના લોકોનાં મન એવાં ઝેરી બની ગયાં હતાં કે તેઓ પર્વતના લૂટારાને સહન કરી શકે પણ તેને સહન કરી શકે તેમ ન હતું. એક દિવસ ખાતર પણ તેઓ અમાનુલ્લાને માનવા તૈયાર ન હતા. આવી સ્થિતિમાં તેણે પોતે પોતાની જાતને જેટલી હોમી છે, સમગ્ર દેશે કોઈપણ જાતના કારણ વગર તેને જે આઘાત આપ્યો છે તે ઉપરાંત બીજો કોઈપણ જાતનો ઠપકો આપવો એ એક જાતની નિર્દયતા સિવાય બીજું કંઈ હોય એમ અમને લાગતું નથી.

સ્વદેશથી દૂર આવેલા ઇટાલિના એક જૂના રાજમહેલમાં આજે એ દેશનિકાલ થએલો બાદશાહ દિવસો ગુજારે છે. એક દિવસ સમગ્ર જગત તેના ચરણતલ નીચે ગુલાબ વેરતું હતું. રસ્તા પરનાં એ ગુલાબો કરમાય તે પહેલાં તો તેના સમગ્ર જીવનમાં કાંટા ફૂટી નીકળ્યા. સમગ્ર એશિઆ એક દિવસ તેને એશિયાના આકાશનો સૂર્ય માની અભિનંદન આપતું હતું. એ નવીન સૂર્યે જેટલાં કિરણો ફેંક્યાં તેટલાથી તો હજારો વર્ષનો અંધકાર એકાએક પ્રકાશના રૂપમાં ફેરવાવા લાગ્યો હતો. તેણે જ પહેલ વહેલી આ પ્રકાશહીન જીવનમાં પ્રકાશની સંભાવવાની આશા પ્રગટ કરી હતી કે જે આશા અત્યાર સુધીમાં લગભગ નાબુત થઇ ગઈ હતી.

જગતના ઇતિહાસમાં આવા બનાવો બહુ બન્યા છે. અમાનુલ્લાના જીવનમાં પણ તેમજ બન્યું છે. જે લોકો અગ્નિ સળગાવે છે, તેને

પ્રથમ તો એજ અગ્નિમાં સળગવું પડે છે. અને આવાં બલિદાનો પાછીજ લોકો એ પ્રગટાવેલા અગ્નિને પોતાના અંધકારમય ઘરમાં આદરમાનથી લાવી વસાવે છે.

## બાર

### બચ્ચા–ઈ–સાકાની બાદશાહી

અત્યાર સુધી પર્વતો અને જંગલોમાં વસી ગાફલ ગૃહસ્થોનાં ધનપ્રાણ લૂટી, જે માણસ પોતાનું ગુજરાન ચલાવતો હતો તે અચાનક કાબુલની રાજગાદીનો માલીક થઈ પડ્યો. ભિસ્તીના ઘરમાં જન્મ લીધો હોવાથી લોકો હજુ તેને ભિસ્તીનંદન તરીકે જ ઓળખાતા હતા; પરતુ રાજસિંહાસનના અધિકારી બન્યા પછી કંઈ એ નામ ન ચાલે! આથી બચ્ચા–ઈ–સાકાએ ગાઝી હબિબુલ્લાખાનનું નામ ધારણ કર્યું.

પરંતુ નામ બદલાવ્યાથી મન ઓછુંજ બદલાય છે! રાજગાદી પર ચઢી બેસવાથી કંઈ રાજાની શક્તિ કે ઐશ્વર્ય પ્રાપ્ત થઈ જતાં નથી. ખોસ્તના પહાડી પ્રદેશમાં એ જેમ અફસો રખડતો હતો તેમ હવે તે કાબુલની શેરીઓમાં સિપાઈઓ સાથે ભટકવા લાગ્યો. અફઘાન ખાનદાનો આ લૂટારાના રાજ્યઅમલ દરમિયાન લગભગ મરી પરવાર્યાં. સમગ્ર વિપ્લવમાં જ્યારે એક પણ શ્રેષ્ઠ અફઘાનના જીવનનો નાશ થયો નહોતો, ત્યારે બચ્ચાની બાદશાહીમાં થોડા સમય દરમિયાન અનેક પ્રફુલ્લ કળીઓ અકાળે નષ્ટ થઈ ગઈ. આટલી બધી ક્રૂર નિષ્ઠુરતા એક લૂટારાને હાથે જ સંભવે.

મહેલમાંનાં બધાં શાહી ખાનદાનોને બચ્ચાએ આર્ગ કિલ્લામાં કેદ કર્યાં. ત્યાંના અંધારા ઓરડામાં અનેક માણસોની જીવનલીલા સંકેલાઈ ગઈ. નાદિરખાને જ્યારે કાબુલ જીતી આર્ગના કિલ્લામાં પ્રવેશ કર્યો ત્યારે તે અફઘાન યુવરાજનું શબ જોઈ ધ્રુજી ઉઠયો હતો.

શરુઆતમાં જ તેણે અમાનુલ્લાને કાફર તરીકે ઓળખાવતાં ફરમાનો પર ફરમાનો પ્રગટ કરવા શરૂ કર્યાં. એ ફરમાનોમાં પોતાને તે ઈસ્લામનો એક સર્વશ્રેષ્ઠ બાદશાહ તરીકે ઓળખાવતો અને આ બાબતની પ્રતીતિ કરાવવા ખાતર તેણે કેળવણીની સર્વ સંસ્થાઓ બંધ કરી દીધી. કાબુલનું સંગ્રહસ્થાન તોડી પાડયું. ઈતિહાસ, ભૂગોળ, અંકગણિત વગેરેના અભ્યયનને ઈસ્લામ વિરુદ્ધ જાહેર કર્યું. (વાચકો કદાચ જાણતા જ હશે કે એ ત્રણ વિષયો ઈસ્લામી સંસ્કૃતિના ખાસ દાન સ્વરુપ છે.)

અફઘાનિસ્તાનના વીરપુરુષ અલ્લી અહમદજાનને બંદી કરી બચ્ચાએ તેને દેહાંતદંડની સજા કરી અને તે એક જ ગુનો તેને દેહાંતદંડની સજા કરવા પુરતો ગણી શકાય તેમ છે. આ સજા કરવામાં બચ્ચા-ઈ-સાક્કાનું જંગલીપણું બરાબર પ્રગટ થયું. બચ્ચા-ઈ-સાક્કાની તાબેદારી સ્વીકારવાની એ વીરપુરુષે ચોક્ખી ના પાડી. આથી તેણે તેના નાક સોંસરી દોરી પરોવી અને બંને હાથ ખીલા વડે સજ્જડ કરી લીધા. આવી સ્થિતિમાં જ્યારે તેના શરીરમાંથી પુષ્કળ લોહી વહી ગયું ત્યારે તેને તોપને ગોળે ઉડાડવામાં આવ્યો. અફઘાન વીરનું આવું શોચનીય પરિણામ કદી પણ ઈતિહાસમાં નહિ નોંધાયું હોય!

કાબુલના રાજમાર્ગ પર અલ્લી અહમદજાનની વિધવા, બાદશાહ અમાનુલ્લાના ભાણેજનો હાથ પકડી ભિક્ષા માગવા લાગી. બચ્ચાના બાદશાહી ફરમાનના ભયથી આ જનાનખાનામાં રહેનારી સ્ત્રીને કોઈએ આશરો આપવા જેટલું પણ સાહસ ન કર્યું.

પાપ પોતાનું પ્રાયશ્ચિત પોતે જ નક્કી આપે છે. જે જે ટોળીઓએ તેની તાબેદારી સ્વીકારી હતી તે તે ટોળીઓ આ બચ્ચાનું આ અસલ રૂપ જોઈ ધીમે ધીમે સરી પડવા લાગી. ઘણાખરા મુલ્લાંઓ ધીમે ધીમે તેની વિરુદ્ધ પ્રચાર કરવા લાગ્યા. શોરબજારનો પીર તેઓમાંનો એક હતો. બચ્ચાએ શોરબજારના પીરને બંદીવાન બનાવ્યો. પરંતુ જેલખાનું અને ખૂનરેજી કંઈ દેશના સિંહાસન પર તેને દૃઢ કરી શકે તેમ નહોતું.

બચ્ચા-ઈ-સાક્કો ત્યારે જાણતો નહોતો કે તેનાં બધાં કર્મો એકત્ર થઈ ફાંસીના દોરડારૂપે વણાતાં જતાં હતાં. કારાગારમાં માર્યા ગએલા અફઘાન યુવરાજનો આત્મા અસલી અહમદજાનની અદૃશ્ય મૂર્તિ, પ્રતિક્ષણે આ ભયંકર પાપની સજા માટે પ્રાર્થના કરી રહી હતી અને એમની એ પ્રાર્થના ટુંકા સમયમાં ફળી પણ ખરી.

## તેર

### અફઘાનિસ્તાનનો તારણહાર નાદિરશાહ

પેરિસમાંનો એકાંતવાસ તજી, દુર્બળ શરીરને આત્મબળ વડે બળવાન બનાવી વળી અફઘાનિસ્તાનના તારણહાર નાદિરખાને તરવાર હાથમાં લીધી. એક દિવસ ચમનના મેદાન પર જે વીરે અફઘાનોને સ્વતંત્ર બનાવ્યા હતા તે વળી બચ્ચાના પંજામાંથી દેશને મુક્ત કરવા માટે મેદાને પડ્યો. રાજગાદીની સ્પૃહા રાખ્યા વગર એ વીર દેશના કલ્યાણ ખાતર વળી અફઘાનિસ્તાનમાં પેઠો. સ્વદેશના કલ્યાણને લક્ષ્ય બનાવી વૃદ્ધાવસ્થામાં જીવનમરણનો સોદો ખેલવા ઉભા થનાર યોદ્ધાઓ જગતમાં બહુ થોડા થયા છે.

જીવનમરણના સોબતી માત્ર બે ભાઈઓ સાથે નાદિરખાન ઈ. સ. ૧૯૨૯ના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે હિંદને કિનારે આવી પહોંચ્યો. અને ત્યારથી તે આજસુધીમાં તેણે જે અપૂર્વ રણચાતુર્ય સાથે રાજપુરુષ તરીકેનું બુદ્ધિબળ બતાવ્યું છે તે ખરેખર અદ્ભુત છે. મુંબઈ ઉતરતાં જ તેણે જણાવ્યું હતું કે "મારે પોતાને અગર તો મારાં કોઈ સગાંને અફ઼ઘાનિસ્તાન પર રાજઅમલ ચલાવવાની ઈચ્છા નથી. એ રાજગાદી પર મારો હક્ક છે જ નહિ એ વાત હું અત્યારે ખુલ્લા શબ્દોમાં જાહેર કરૂં છું. અફ઼ઘાનિસ્તાનમાં એકતા સ્થપાય તે માટે હું સલાહ આપીશ અને યોગ્ય પ્રયત્નો કરીશ. ત્યાં એક શક્તિશાળી સરકાર સ્થપાય અને તે દ્વારા શાંતિ ને સ્વતંત્રતા પથરાય તે માટે હું મારાથી બનતું કરીશ. જો ચાલુ સ્થિતિ વધારે મુદત ચાલુ રહેશે તો કેવળ અફ઼ઘાનિસ્તાનની સ્વતંત્રતાની આશા હમેશને માટે દૂર થશે એટલું જ નહિ પણ સમગ્ર જગતની શાંતિ જોખમાશે. એ માટે જ મારી તબિયત બરાબર ન હોવા છતાં મેં દેશસેવા માટે દેશમાં પાછા ફરવાનો નિશ્ચય કર્યો છે."

નાદિરખાન જગતની રાજદ્વારી ઘટનાઓથી બરાબર જાણીતો હતો. પેરિસના એકાંતવાસમાં આ બધું બરાબર તપાસવાનો તેને અવકાશ મળ્યો હતો. તે જાણતો હતો કે છિન્નભિન્ન અફ઼ઘાનિસ્તાન કોઈ પણ ક્ષણે પરદેશી સત્તા નીચે આવી જશે અને તેને તાબે રાખવા માટે પરદેશી સત્તાઓ માંહોમાંહે લડી પડશે. આવી હોંસાતોસીમાં ખરેખર જગતની શાંતિ જોખમાશે અને તે સાથે પ્રાચ્ય જગતની બધી આશા નિરાશાના રૂપમાં ફેરવાઈ જશે. આથી સર્વથી વધારે જરૂર તો એ હતી કે સર્વ પ્રકારનાં રીસામણાં, સ્વાર્થ, તર્કવિતર્ક તજી કોઇ પણ ઉપાયે અંદરોઅંદર ઝઘડતી ટોળીઓને એકત્ર બનાવવી. તે ખાતર જો કોઈના તરફ અન્યાય કરવો પડે તો દેશના સ્થાયી કલ્યાણ માટે તેમ પણ કરવું જરૂરનું છે. આ રાજનીતિનો વિષય છે

અને રાજનીતિ કદી લાગણીવશતાદ્વારા પ્રેરાતી નથી. મેદાન પર સૈનિકને માટે અશ્રુજલ રેડવાં પાલવે નહિ. ખાસ વીસમી સદીમાં, કે જ્યારે ચોમેર રાજદ્વારી શક્તિ તક મેળવ આશાથી મોં ફાડી બેઠી હોય છે. નાદિરખાન એવો માણસ તેના હાથમાં તરવાર છે અને મગજમાં અસ્ત્રાના ધાર જેવી રે નૈતિક પ્રતિભા છે. આ ભયંકર બળવા વખતે તેની સ્થિર, ધીર દીર્ઘદૃષ્ટિવાળી રાજનૈતિક પ્રતિભા અતિ આવશ્યક ચીજ ગણાય હતું. બળવા પછી અફઘાનિસ્તાન આ બાબત બરાબર સમજ્યું અને તેથીજ તેણે નાદિરખાનને જવા દીધો નહિ. દેશની એકત્ર આગળ માથું નમાવી તેને રાજગાદી પર બેસવું પડ્યું.

થલની લડાઈ પછી અંગ્રેજ અફગાન સંધિ વેળા સેનાપ નાદિરખાને બ્રિટિશ કોપમાંથી તાયફાવાળી ટોળીઓને બચાવી લીધ હતી; અને આથી એ ટોળીઓ નાદિરખાનને ખાસ શ્રદ્ધાની નજ જોતી હતી. વળી તેની વીરતા બાબત પણ અફઘાન ટોળીઓને ઉંચ મત હતો. આ બધાં કારણોને લીધે જ કોઈ પણ જાતની મદદ વિન બળવો દબાવી દેવા અફઘાનિસ્તાનમાં પેસવાની હિંમત નાદિરખા બતાવી હતી. આ તરફ બચ્ચા–ઈ–સાક્કાની વર્તણૂકથી ટોળીઓ અતિશય અસંતુષ્ટ બની ગઈ હતી.

શાહ વલીખાન અને હાસમખાને બે બાજુથી કાબુલ પર હલ્લો કર્યો અને તેની પાછળ નાદિરશાહ સૈન્ય લઇ તૈયાર રહ્યો. કોઈ પણ જાતની અડચણ વિના શાહ વલીખાન કાબુલના પાધરમાં આવી ઉભો. બચ્ચાનું બાકી રહેલું સૈન્ય હારી નાસી ગયું અને શાહવલી કાબુલ વિજેતા રૂપે શહેરમાં પેઠો. ત્યાર બાદ બે દિવસે નાદિરખાન એકઠી થએલી અફઘાન ટોળીઓના જયધ્વનિ વચ્ચે કાબુલ આવી પહોંચ્યો.

મળતાં જ તે કિલ્લાની દિવાલ તોડી નાઠો. પરંતુ ટુંક વખતમાં તે તેના સોબતીઓ સાથે પકડાયો. તેનાપર કામ ચાલ્યું અને તેને તથા તેના સોબતીઓને ફાંસીએ લટકાવવામાં આવ્યા.

અફઘાન ટોળીઓની એક વિશાળ જીરગામાં બધાએ એક મતે નાદિરખાનને અફઘાનિસ્તાનના ભલા માટે રાજગાદી સ્વીકારવાની વિનંતિ કરી અને તેથી તેણે આ ભારે જવાબદારીવાળું કામ માથે લીધું. આ જવાબદારી ગ્રહણ કરવાનું કામ એક તરફથી અફઘાનિસ્તાન માટે કલ્યાણકર હતું અને બાજુએથી જોતાં આ કામ માથે લેવાની શક્તિ ધરાવનાર બીજું કોઇ હતું જ નહિ. દેશ સાથે અમાનુલ્લાનો મેળ ન મળ્યો અને તેથી આ બંડ ઉઠયું હતું. લોકોના મનમાંથી હજુ તેને માટેનો સંદેહ દૂર થયો નહોતો. આવી સ્થિતિમાં ફરીથી અમાનુલ્લાને સિંહાસન પર બેસાડવો એ એક ભયંકર રાજદ્વારી ભૂલ જ ગણાત. અમાનુલ્લાએ પોતે જણાવ્યું હતું કે દેશ જ્યાં સુધી મને ન બોલાવે ત્યાં સુધી હું રાજગાદી સ્વીકારવા આવીશ નહિ; અને અત્યંત દુઃખની વાત હોવા છતાં એ વાત સાચી છે કે દેશે તેને આમંત્રણ ન જ આપ્યું.

દેશ જેને ચાહે છે તેને ઘણી વેળા પુષ્કળ સ્વાર્થત્યાગ કરીને પણ દેશનો અર્ધ્ય સ્વીકારવો પડે છે. રાજગાદી પર બેસવું એ ગરીબ ભિખારી માટે કદાચ આનંદનો વિષય હોઈ શકે, પરંતુ રાજગાદી હમેશને માટે સુખરૂપ હોતી નથી. આવા ભયંકર બંડ પછી, દેશની શક્તિ જ્યારે છિન્ન ભિન્ન હતી, ખજાનો ખાલી હતો, માનસ વિકૃત હતું, ત્યારે રાજગાદી પર બેસવામાં એક જાતના કર્ત્તવ્યપાલનના આનંદ સિવાય બીજું કંઈ હોઈ શકે નહિ. સિંહાસનના આનંદ ખાતર કેટલાય મહાપુરુષોએ આખી જિંદગી ચિંતામાં ગાળી છે. દેશના ભલા માટે પોતાનાં સુખદુઃખને તુચ્છ ગણ્યાં છે. અફઘાનિસ્તાનની રાજગાદી પર બેઠા પછી નાદિરખાને પોતાની જવાબદારી

અને તે અમાનુલ્લાના ભાગ્યનું દુઃખ છે? ભાગ્યના નિર્દય આઘાતથી પરાજિત પ્રત્યે માનવતાની હમેશની સહાનુભૂતિ દર્શાવ્યા સિવાય આપણે રહી શકીએ તેમ નથી!

વર્તમાન સમયના બનાવો ઘણાં વર્ષો બાદ જ્યારે ઇતિહાસની કહાણી રૂપ બનશે; સાંપ્રત સમયનો રાગદ્વેષ, હિંસા, ભૂલ જ્યારે સમયના સાગરમાં ડૂબી જશે; જ્યારે બધા સંગ્રામો, બધી હરિફાઇઓ, બધી ચઢાઇઓથી પર યોદ્ધાનું બખ્તર ખસી જઈ માનવનું અસલરૂપ પ્રગટ થશે, ત્યારે મનુષ્યના ચિત્તમાં શ્રદ્ધેય ગણાતા અસંખ્ય મહાપુરુષોમાં અમાનુલ્લાનું પણ આસન પડશે. બાદશાહ અમાનુલ્લાનું નહિ પણ માનવ અમાનુલ્લાનું.

અને આજનાં દુઃખ, દૈન્ય, ભૂલો તે કાળનાં માનવોની સહાનુભૂતિના દીર્ઘશ્વાસો સાથે ભળી ફૂલનું સ્વરૂપ ધારણ કરી તેના ચરિત્રની ચોમેર સારભ પમરાવશે.

તે ગાદીએ આવ્યો કે તરત જ એક પ્રશ્ન ઉભો થયો હતો: અમાનુલ્લા શું પાછો આવશે? નાદિરશાહની રાજ્યવ્યવસ્થા જેઓ ધ્યાનપૂર્વક નિહાળે છે અને અફઘાન જાતિના પ્રતિહાસ અને માનસથી જેઓ જાણીતા છે તેઓ આ પ્રશ્નના જવાબમાં બેધડકપણે કહી શકે તેમ છે કે અમાનુલ્લા પાછો આવી રાજગાદીપર બેસે એવી સંભાવના નથી.

અફઘાનિસ્તાનના ઈતિહાસના અભ્યાસીઓ જાણે છે કે અફઘાન પ્રજા વ્યક્તિત્વની પૂજારી નથી. એ દિશામાં તો તે કોમ્યુનિસ્ટ લોકો કરતાં પણ બહુ આગળ વધી છે. વ્યક્તિત્વનો કોઇપણ જાતનો મોહ જાતિગત ભાવે તેઓમાં નથી. જો તેઓને એમ લાગે કે બાદશાહ અમારા ધર્મ અને સ્વાર્થમાં વિઘ્નરૂપ થાય છે તો તેઓ કોઇપણ જાતનો વિલંબ કર્યા વગર, કોઇપણ ઉપાયે બાદશાહને સિંહાસન પરથી હાંકી કાઢી શકે છે. અમીર અબ્દુર રહેમાન આ બાબત બહુ સારી રીતે જાણતો હતો અને નાદિરશાહ પણ ઈતિહાસનો આ પાઠ ગ્રહણ કરવામાં બિંદુમાત્ર શિથિલતા પ્રગટ કરતો નથી.

તેથી જ રાજગાદી પર બેઠા પછી તે અફઘાન જાતિનાં ડહોળાએલાં માનસને શાંત કરવાના પ્રયત્નો કરવા લાગ્યો. આ પરથી એમ માની લેવાનું નથી કે તેણે પોતાની જાતને સંપૂર્ણ તાબેદાર બનાવી દીધી છે. લોકો કહે તે પ્રમાણે જ વર્તે છે. અણઘડ અને ઉગ્ર સ્વભાવવાળા લોકોને પોતાની તરફેણમાં કરી લેવાની કળા નાદિરશાહને બહુ સારી આવડે છે. તેથી તેણે પ્રવર્તાવેલી નીતિ બહારથી સંરક્ષક જણાય છે, ત્યારે અંદરખાનેથી તે અમાનુલ્લાએ નક્કી કરેલા ધોરણે અગ્ર ગતિ કરી રહેલ છે. અફઘાન જાતિને આ બાબતનો વહેમ પણ આવતો નથી. જે સુધારાની વાતથી એક વખતે તેઓએ ચમકી જઇ બંડ ઉઠાવ્યું હતું તેજ સુધારા તેઓ ન જાણે તેમ એક પછી એક દાખલ થતા જાય છે.

આંતરિક વ્યવસ્થામાં નાદિરશાહે બહારથી પ્રજાતંત્ર ચાલતું હોય એવો આભાસ દાખલ કર્યો છે. પરંતુ અંદરખાનેથી રાજાસત્તાક રાજ્યની નીતિ પૂર બહારમાં ચાલી રહી છે. પાશ્ચાત્ય આદર્શ મુજબ મંત્રીમંડળ મારફત રાજાનો કારભાર ચાલે છે. બાદશાહ વડો પ્રધાન નીમે છે અને વડો પ્રધાન પોતાને માફક આવે એવા બીજા પ્રધાનો નીમે છે. પ્રધાનો આ પ્રધાનમંડળના તાબામાં હોય છે. આ સિવાય પ્રત્યેક ચાર વરસે પુરાતન કાળથી ચાલતી આવેલી લુઈ જીરગા ભરાય છે, તે પણ ચાલુ રાખવામાં આવી છે અને બાદશાહ પોતે એ જીરગાનો પ્રમુખ બન્યો છે. આમ બહારથી વ્યવસ્થા પ્રજાતંત્રને મળતી છે, પણ લોકોની પસંદગી કરવામાં રાજાની ઈચ્છા સર્વોપરી હોવાથી એને એક હથ્થુ રાજપદ્ધતિ કહી શકાય. વસ્તુતઃ નાદિરશાહના કુટુંબના અને તેના તદ્દન અનુગત માણસો જ કારભારનાં જુદાં જુદાં કેંદ્રો સાચવી પડયાં છે, અને ખુદ નાદિરશાહની ઈચ્છા એ જ ધારાસભાનો કાયદો છે.

## પંદર

## વર્ત્તમાન અફઘાનિસ્તાનના કેટલાક નામીચા માણસો

મહમ્મદ હાસમખાન સાંપ્રત સમયમાં અફઘાનિસ્તાનનો વડો પ્રધાન છે. એ નાદિરશાહનો નાનો ભાઈ છે. અમાનુલ્લાના સમયમાં એ પ્રથમ જલાલાબાદનો સુબો હતો અને ત્યાં તેણે સારી ખ્યાતિ મેળવી હતી. ત્યાર બાદ તેને અમાનુલ્લાએ મોરક્કોમાં અફઘાન એલચી તરીકે મોકલ્યો હતો; પરંતુ ત્યાંથી તેણે પોતાના ઓહદાનું રાજીનામું આપી

વડો પ્રધાન

પોતાના મોટા ભાઈ સાથે પેરિસ રહેવાનું સ્વીકાર્યું હતું. અફઘાન પ્રધાનમંડળમાં આ એક જ કુમાર છે અને તેને પહેલો અવિવાહિત અફઘાન પ્રધાન ગણી શકાય.

શાહ મહમ્મદખાન સાંપ્રત સમયમાં અફઘાન સેનાપતિ અને લશ્કરી પ્રધાનના હોદ્દા ભોગવે છે. એ પણ નાદિરખાનનો ભાઈ છે.

**લશ્કરી પ્રધાન**

ગયા અફઘાન વિગ્રહમાં તેણે બહુ બહાદુરી બતાવી હતી. અમાનુલ્લાના સમયમાં લશ્કરમાં તેણે સેનાનાયક તરીકે સારો ભાગ ભજવ્યો હતો. તેણે તે સમયે સેનાનાયક તરીકે જે જાતની બુદ્ધિમત્તા બતાવી હતી તે પરથી તેને વડો સેનાપતિ બનાવવો જોઈતો હતો. પરંતુ અફઘાન ગજપ્રકરણમાં તે વખતે એવી નીતિ પ્રવર્તતી હતી કે કોઈ પણ માણસ પોતાની બહાદુરી વડે અમુક પ્રશંસા પ્રાપ્ત કરે કે તરત તેની વિરુદ્ધ કાવતરાં થવાનાં જ. અમાનુલ્લાના અમલમાં નાદિરશાહના કુટુંબનાં ઘણા માણસોને આવી અદેખાઈ અને કાવતરાંના ભોગ થવું પડ્યું હતું અને તેથી જ સેનાપતિની લાયકાત છતાં શાહ મહમ્મદખાન સેનાનાયક જ રહ્યો. પરંતુ એ અતિ કર્ત્તવ્ય પરાયણ હતો. બળવા વખતે જ્યારે બચ્ચા–ઈ–સાક્કાનાં માણસો અમાનુલ્લાના લશ્કરને છિન્ન ભિન્ન કરી કાબુલની રાજગાદી તરફ આગળ વધતાં હતાં, જ્યારે અમાનુલ્લાનો લશ્કરી પ્રધાન ઘરના ખૂણામાં બેઠો બેઠો આત્મરક્ષણની યોજના ઘડતો હતો, સમગ્ર રાજકીય સૈન્ય છિન્નભિન્ન હતું ત્યારે આ શાહ મહમ્મદખાન એકલો પોતાનાં નાનાં લશ્કર વડે દુશ્મને સામે લડતો હતો. ત્યારબાદ વીર શાહવલીએ આવી શાહ મહમ્મદને મદદ આપી અને બંને ભાઈઓના એકત્ર મારા સમક્ષ બચ્ચા–ઈ–સાક્કા હાર્યો ને પકડાયો.

એલચીનું કામ બજાવે છે પરદેશ સાથેના કામકાજ સંબંધમા અફ્ઘાન ગજ્યનો આ ઓદ્દો સૌથી વધારે જવાબદાર ગણાય છે એણે અમાનુલ્લાની એક બ્હેન સાથે લગ્ન કરેલા છે અમાનુલ્લાના વખતમાં તે ઘોડેસ્વાર સેનામાં નોકરી કરતો હતો અને પાછળથી સહકારી સેનાપતિ બન્યો હતો નાદિરખાને જ્યારે અમાનુલ્લા સાથેનો બધો સબંધ તજી દીધો ત્યારે શાહવલીખાને પણ રાજીનામુ આપી પોતાના ભાઇ સાથે એક તવાસ સ્વીકાર્યો હતો

**લંડનનો અફ્ઘાન એલચી**

ફેજ મહમ્મદખાન એ હાલના અફ્ઘાનિસ્તાનનો પરદેશ ખાતાનો પ્રધાન છે અમાનુલ્લા ખાનના વખતમા એ કેળવણી ખાતાનો પ્રધાન હતો અફ્ઘાનિસ્તાનની સ્વતંત્રતા જાહેર કર્યા બાદ અમાનુલ્લાએ યુરોપ અને અમેરિકામા જે ડેપ્યુટેશનો મોકલ્યા હતા તેમા ફેજ મહમ્મદ પણ હતો

**પરદેશ ખાતાનો પ્રધાન**

શોર બજારના પ્રખ્યાત પીરનો ભાઇ હજરત શેર આગા હાલમાં પ્રધાન મંડળમા ન્યાયખાતાના પ્રધાનનો ઓદ્દો ભોગવે છે ઈસ્લામ તત્ત્વ અને શાસ્ત્ર સબંધમા એનુ પાંડિત્ય અગાધ છે અફ્ઘાનિસ્તાનની ટોળીઓમા અને કાઠિઆવાડમા એના ઘણા શિષ્યો છે

**ન્યાયખાતાનો પ્રધાન**

અબ્દુલ આહાદખાન માગ્રત સમયના અફ્ઘાનિસ્તાનની વ્યવસ્થા પરિષદનો સભાસદ છે એ અફ્ઘાનિસ્તાનનો એક અતિ વૃદ્ધ ગણાય છે અને અફ્ઘાન રાજનીતિનો ધુરંધર મનાય છે અફ્ઘાન ટોળીઓમા એનો પ્રભાવ બહુ ફેલાયો છે બળવા વખતે તે અફ્ઘાનિસ્તાન છોડી ઈંગ્લાંડ જતો રહ્યો હતો અને નાદિરખાનના આવ્યા પછી તેના બોલાવવાથી પાછો દેશમાં આવ્યો હતો

**મંત્રણા સભાનો પ્રમુખ**

# પરિશિષ્ટ

અફઘાનિસ્તાનમાં નાદિરશાહના ગાદીનશીન થયા બાદ ઘણા ઘર બનાવો બની ગયા છે. પ્રસ્તુત પુસ્તકમાં ઇ.સ. ૧૯૩૦ ના અંત બા સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે અને એટલોજ ઇતિહાસ જ ત્યાં ખાસ જાણવાજોગ બનાવ ન બન્યા હોત તો પુરતો ગણાત અમીર અબ્દુલ રહેમાનની રાજનીતિને અમલમાં મૂકનાર નાદિરનં ખૂનરેજીએ એ દેશને વળી જગતમાં ચકડોળે ચઢાવ્યો છે અને તેથં છેલ્લાં ત્રણ વર્ષનો ઇતિહાસ આપ્યા વિના પુસ્તક અધૂરૂં રહે તેમ છે તેથી અમે ટુંકાણમાં એ હકીકત આલેખવાનો પ્રયત્ન કરીએ છીએ.

નાદિરશાહની રાજનીતિ અફઘાનિસ્તાનના મોટા વર્ગને રુચિકર નીવડી હતી. શું સામાન્ય પ્રજા, શું અમીર વર્ગ કે શું મુલ્લાંઓ એ સર્વ તેનાથી સંતુષ્ટ હતા. કેવળ અમાનુલ્લાના આદર્શથી દોરાતો વિદ્યાર્થીવર્ગ કે જે અમાનુલ્લાના વખતમાં દેશ પરદેશ ફરી જ્ઞાનસંગ્રહ કરી લાવ્યો હતો તેને નાદિરશાહનું વર્તન પીછે હઠ કરાવનારું લાગતું હતું. આ વર્ગ જો કે નાનો હતો છતાં દેશમાં સર્વત્ર ઊંડા ઊંડા સળવળ્યા કરતો હતો અને તક મળ્યે માથું ઊંચું કરવાનો પ્રયાસ કરતો હતો. યુરોપમાં પણ અમાનુલ્લાએ મોકલેલા રહ્યા સહ્યા વિદ્યાર્થીઓ પોતાનું ચાલે તો નાદિરશાહના પક્ષકારોને પૂરા કરી અમાનુલ્લાને પાછો કાબુલના મસનદ પર બેસાડવાનો પ્રયત્ન કરવામાં પાછા હઠે તેમ ન હતું. પરંતુ અફઘાનિસ્તાનની પ્રજા અમાનુલ્લાની તરફેણમાં ન હતી અને તેથીજ એ લોકોના પ્રયત્નો પાર પડે તેમ ન હતું.

છતાં એ નવ જવાનો નાદિરશાહના અમલ વિષે બહાર ફાવે તેમ અફવાઓ ફેલાવતા હતા. બની શકે તો નાદિરશાહના અનુયાયિઓને આ જગતમાંથી વિદાય કરવામાં પણ આગળ પડતો ભાગ લેતા હતા. નાદિરના અતલગના સગા અને બર્લિનમાંના અફઘાન એલચીનું

ખુદ એલચીખાતાની સરહદમાં ખૂન કરનાર આ વર્ગનોજ એક વિદ્યાર્થી હતો. ખરેખર! અમાનુલ્લા જેવા આદર્શવાદી રાજાના કોઈ ખરા ચાહનારા હોય તો આવા આદર્શમાં રમનારા યુવકોજ હતા!

આ વિદ્યાર્થિ વર્ગ અફઘાનિસ્તાનમાં પણ કાવતરાં રચતો અને નાદિરશાહનું રાજતંત્ર હરકોઈ રીતે જોખમમાં નાખવા માટે તત્પર રહેતો. કદાચ અમાનુલ્લાની આ બાબતમાં આડકતરી સહાનુભૂતિ પણ હોય! નાદિરશાહના ખૂન પછી અમાનુલ્લાએ ઉચ્ચારેલા શબ્દો પરથી આ વાતમાં અવશ્ય સંદેહ ઉપજે તેમ છે.

નાદિરશાહ અમીર અબ્દુલ રહેમાનની રાજનીતિનો પાકો પ્રસંશક હતો. દરેક ખાતામાં અફઘાન પ્રજાને સંદેહ ન આવે તેમ, પ્રજા ન ઉશ્કેરાય તેમ સુધારણા કરવા એ તત્પર હતો. તે જાણતો હતો કે અફઘાન પ્રજાની સામાજિક ઉન્નતિ વિના તેના રાજતંત્રની ઉન્નતિ થઇ શકે તેમ નથી. સામાજિક ઉન્નતિનો પાયો કેળવણી છે. કેળવણી રૂપી અખંડ જ્યોત ઝળહળાવવા માટે તે કેળવણી ખાતા પર લશ્કરી ખાતા જેટલીજ નજર રાખતો હતો. કેળવણી ખાતાંને ઉત્તેજન આપવા તે જાતે તેમાં સક્રિય ભાગ લેતો હતો.

ઇ. સ. ૧૮૩૩ ના નવેમ્બર માસની ૮ મી તારીખને બુધવારે બપોરના ૨-૪૫ મિનિટે ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓને ઇનામ વહેંચી આપવાનો એક મેળાવડો ખુદ અમીરના 'આર્ક પેલેસ' ના કમ્પાઉન્ડમાં યોજવામા આવ્યો હતો. ઓછામાં ઓછા ૫૦૦ ઊંચી કેળવણી પ્રાપ્ત કરતા, અફઘાનિસ્તાનની યુવક પ્રવૃત્તિના ખમીર સમાન ગણાતા નવજવાનો આ મેળાવડામાં ભાગ લેવાના હતા. ૨-૪૦ મિનિટે નામદાર શાહ પોતાના અભ્યાસગૃહમાંથી મેળાવડાનું પ્રમુખ સ્થાન લેવા બહાર આવ્યા. સભાસ્થાનમાં ચંચળતા ફેલાઈ ગઇ. લશ્કરી બેન્ડે સલામીના મીઠા સરોદો બજાવવા માંડયા. મેદિની 'રાજા ઘણું જીવો' ના પોકારોથી ગાજી રહી. રાષ્ટ્રગીતોના અવાજો, લોકોની પોતાના

રાજા ભાણીની દિલગીરી વગેરેથી આનંદ માણતો હમેશની નબળી તબિયતવાળો નાદિર પોતાના સ્ટાફ સાથે વિદ્યાર્થીવર્ગની તંદુરસ્તીના સમાચાર પૂછતો પૂછતો આગળ વધતો હતો. એની ક્રિયા એટલી તો સ્વાભાવિક હતી, એટલી તો વિશ્વાસનીય હતી કે તકદીરનાં હાસ્ય તેના કાન પર અથડાતાં ન હતાં. તેની પાછળ અફઘાનિસ્તાનનો ભાવિ યુવરાજ, લડાઇ ખાતાનો પ્રધાન વગેરે હોદ્દેદારો પણ તેટલાજ વિશ્વાસથી કદમ ભરતા હતા, અચાનક વિદ્યાર્થીની પહેલી હરોળમ.થી રિવોલ્વરના અવાજ થાય છે. સણસણતી ત્રણ ગોળીઓ છૂટે છે. અને નાદિરના શરીરમાં પેસી જાય છે. દુર્બળ નાદિરશાહ તેજ જગાએ બેભાન થઇ પડે છે. નાદિર અને ખૂની વચ્ચે યુવરાજ ગોઠવાઈ જાય છે. ખૂની ટોળામાં છુપાવાનો પ્રયત્ન કરે છે. પરંતુ ઉશ્કેરાએલો વિદ્યાથીવર્ગ તેને સારી પેઠે મેથીપાક જમાડે છે. લડાઈ ખાતાના પ્રધાન અને યુવરાજ માનવતા અને ન્યાયભાવનાથી પ્રેરાઈ ખૂનીને છોડાવે છે અને પોલિસને કબજે સોંપે છે તથા બેભાન થઇ પડેલા શાહની આસનાવાસના માટે દોડે છે. એકત્ર થએલો જનસમૂહ 'રાજાનું ખૂન થયું છે.' 'રાજાનું ખૂન થયું છે.' કરતો દોડાદોડી કરે છે. કોઇ વાળ પીંખે છે, કોઈ માથા પર ધૂળ નાખે છે, પોતાના વહાલા શાહના અકાળ મોતથી સર્વ દીલગીરીમાં ગરક થઈ જાય છે.

કાબુલમાં ખૂણે ખૂણે આ વાત ફેલાઇ ગઇ. નાદિરશાહ સિપાઈ સાલાર હતો. થલનો વિજય અને સરહદની ટોળીઓ પરનું તેનું પ્રભુત્વ કાબુલની પ્રજાને જાણમાં હતું. લશ્કર પોતાના વહાલા સેનાપતિના ખૂનનો બદલો લેશેજ એવી તેને ખાત્રી હતી .અને લશ્કર વિફરે ત્યારે સ્થિતિ કેવી થાય એ કાબુલની પ્રજા બરાબર જાણતી હતી. અફઘાન પહેલા ને બીજા વિગ્રહ વખતે, બચ્ચા-ઈ-સાક્કાના અમલ વખતે કાબુલની પ્રજાએ લશ્કરનો દોરદમામ બરાબર નિહાળ્યો હતો. પ્રજામાં બીક ફેલાઈ ગઇ. નાદિરના મરણ સાથે આપણી શી દશા થશે એ ચિંતામાં કાબુલનાં બજારો સનકાર જણાવા લાગ્યાં. પરંતુ નાદિરશાહ

દીર્ઘદષ્ટિવાળો પુરુષ હતો. તેણે લશ્કરનો છેલ્લાં ચાર વર્ષથી એવું તો વ્યવસ્થિત બનાવ્યું હતું કે યુદ્ધખાતાના પ્રધાનના હુકમ બરાબર અમલમાં મૂકવામાં અડચણ ન નડી. થોડી વારમાં કાબુલના રાજમાર્ગો પર લશ્કરી ટુકડીઓનું આવાગમન થયું. ઘોડેસવાર ટુકડી અરાજકતાને રોકવા તત્પર બની ઉભી. કાબુલનાં બજારોમાં વ્યવસ્થા ફેલાઇ ગઇ. દુકાનો રાબેતા મુજબ ઉઘડવા લાગી. કાબુલની શાંતિ એ અફઘાનિસ્તાનની શાંતિ હતી, કાબુલની અશાંતિ એ આખા અફઘાનિસ્તાનની અશાંતિ હતી.

શાહને સંભાળપૂર્વક મહેલમાં લઈ જવામાં આવ્યા. સર્વ સગાં-વહાલાં તેમને વીંટાઇ વળ્યાં. એક શબ્દ પણ બોલ્યા વગર એ પરાક્રમી, ફૂટ રાજનીતિજ્ઞ વીર ગોળીબાર થયા બાદ દશ મિનિટમાં જન્નતનશીન થયો.

બંધારણ મુજબ તરતજ ઇમરજન્સી કાઉન્સિલ બોલાવવામાં આવી. જિરગાના સ્થાનિક પ્રતિનિધિઓને પણ બોલાવવામાં આવ્યા. વડા પ્રધાન હજુ ઉત્તર અફઘાનિસ્તાનમાં મુસાફરી કરતા હતા. હજુ તેમને આ બાબતના સમાચાર પહોંચ્યા નહોતા અને પહોંચે તોપણ તત્કાળમાં આવી શકે તેમ નહોતું. લડાઇ ખાતાનો પ્રધાન કે જે નાદિરશાહનો ભાઇ હતો તેણે કાઉન્સિલ આગળ ગાદીવારસનો પ્રશ્ન રજૂ કર્યો અને યુવરાજ ઝહીરશાહને મરહૂમના વારસ તરીકે પસંદ કરવાની સૂચના કરી. કાઉન્સિલે સર્વાનુમતે આ બાબત સ્વીકારી. સાંજના ચાર વાગે નવા અમીર ઝહીરશાહને અફઘાનિસ્તાનના અમીર તરીકે જાહેર કરવામાં આવ્યો.

મરહૂમ અમીરે પોતાના રાજ્યાભિષેક વખતે જે મુગટ ધારણ કર્યો હતો તેજ મુગટ ઝહીરશાહને માથે મૂકવામાં આવ્યો. નાદિરશાહના ભાઇ વૃદ્ધ મંત્રીએ નવા શાહની કમરે બાદશાહી તલવાર લટકાવી. કાઉન્સિલના તમામ સભ્યો અને અમલદારોએ નવા શાહ પ્રત્યેના

# નવયુગ પુસ્તક ભંડાર

એટલે

નવયુગ ગ્રંથમાળા

લીલાવતી ગ્રંથમાળા

નાં

## અજોડ પ્રકાશનો

તમારા કુટુંબમાં જુવાનોમાં પ્રગતિ સાધશે
અને સ્ત્રીઓમાં સ્ત્રીત્વ પ્રગટાવશે.

આ માળાઓનાં પુસ્તકો